# સુરતની સહેલ

(કાશાવધિ—એક ફરી સુરતી)

## કુડાક્રમ

ખંડ પહેલો:—



ખંડ બીજો:—

# નિવેદન

સુરત પરત્વે હળવી લેખમાળા લખ્યા પછી દ્વિભાર્યા પ્રતિબંધક કાયદો મુંબઈ રાજ્યમાં થયો. પણ દ્વિપ્રસ્તાવના પ્રતિબંધક કાયદો અસ્તિત્વમાં હોવાનું જાણવામાં નથી. એટલે આ પુસ્તકની બે પ્રસ્તાવના—બે ભાગમાં પ્રસ્તાવના—આપવાનો નિર્ણય કર્યો છે. લેખમાળાના લેખો ૧૯૪૦થી ૧૯૪૨ની આસપાસ કે તે પહેલા લખાયેલા અને ૧૯૪૪મા તો તેને બહાર પાડવાની સંપૂર્ણ તૈયારી પણ થયેલી. પ્રસ્તાવના પણ લખાઇ ગઇ. પણ ભાગ્યવશાત પુસ્તક અપ્રકટ રહ્યું અને એની પાછળથી લખાયેલું Fantastic Cases એ નામનું અદાલતને લગતું વિનોદનું પુસ્તક મને ૧૯૪૬ માં બહાર પડ્યું. ત્યારબાદ તરત જ હું ન્યાયાધીશ નિમાયો. ત્યારપછીની મોટા ભાગની કૃતિઓ નીચેની વાતચીત પરથી માલૂમ પડશે:

"કેમ, હમણાં કંઇ લખતા નથી કે શું?"

"લખું છું ને નિયમિત લખું છું."

"ક્યાંથી લખો છો? કંઇ વાંચવામાં નથી આવતું."

"અહિં જ લખું છું. તમે વાંચવા પ્રયાસ કરો ત્યારે ને!"

"ક્યાંથી પ્રસિદ્ધ થાય છે? શા વિષય પર લખો છો?"

"કોર્ટમાંથી જ પ્રસિદ્ધ થાય છે. વિવાદી-પ્રતિવાદી પર જજ્મેંટ લખું છું."

આમ છતાં પડી ટેવ તે તો ટળે કેમ ટાળી? વડોદરા આવ્યા પછી શ્રી. રાયચુરાની સતત ઉઘરાણી અને રમણભાઈ દેસાઇના પ્રોત્સાહનથી પ્રસંગોપાત લખવા માંડ્યું. ઓલ ઇન્ડીઆ રેડીઓએ હળવા વિષયો પર વાતચીત ગોઠવી. એ ઉપરથી બીજા લેખોની માગણી થઇ અને તેને પરિણામે સુરતની સહેલનું દોરી બાંધી મૂકી છાંડેલું મૅન્યુસ્ક્રીપ્ટ બહાર આવ્યું. ગુજરાત પ્રકાશને વાંચ્યુ અને તેને પ્રસિદ્ધ કરવાનું નક્કી થયું. આ વર્ષના ગાળામાં કેટલાક ફેરફાર થયા છે. ગટરના ગલિયા મંડાયા છે હોળીની ઊજવણી-

માંનાં બીભત્સ તત્ત્વો અને તોફાન ઓછાં થયાં છે. શહેરની ધીસ ભાગ્યે જ નીકળે છે. વધતી જતી મોટરોએ ઘોડાની શરતો કમી કરી છે અને સૌથી અગત્યનું તો એ કે આઠ વર્ષથી સામાન્યરીતે સુરત બહાર રહેતો હોવાથી સુરતની ધમધમતી નાડી પરની પકડ કંઈક ઢીલી થઈ છે પણ અંદર પચેલું સુરતીત્વ કમી થયું નથી.

પણ આ તો પ્રસ્તાવનાની પ્રસ્તાવના થઈ. એની ૧૯૪૪ ની મૂળ પ્રસ્તાવના તો નીચે મુજબ છે. આ રાષ્ટ્રીય બચતના જમાનામાં એ પ્રસ્તાવનાને સમૂળગી રદ કરી આખી નવી પ્રસ્તાવના લખવાનો વ્યય કરવો યોગ્ય લાગ્યો નહિ. જાના નિવેદનનું આકર્ષણ હતું. તે સુરતમાં લખાયેલું હતું અને લેખમાળાને અનુરૂપ તેનો ધ્વનિ અને આત્મા હતા એટલે તેને એમ ને એમ કાયમ રાખ્યું છે. તે નીચે મુજબ છે:

કાઠિયાવાડની વીરભૂમિના હાસ્યકારે હાસ્યરસનાં દશ્યો અખાડામાં ગોઠવ્યાં છે. સુરતના સૌથી વધુ લાક્ષણિક હાસ્યકાર સદગત શ્રી. છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદારે પોતાના પુસ્તકને 'ઊંધિયા'નું બીરૂદ આપ્યું છે. 'ઊંધિયું' એ સુરતની લાક્ષણિક વાનગી છે. તેવી જ રીતે અગાશી એ પતંગપ્રિય સુરતનું માનીતું ક્રીડાંગણ છે. એ અગાશીમાં માત્ર એક કે બે પ્રધાનપાત્રો ભાગ નથી ભજવતાં, પ્રેક્ષકો પણ આનંદ માણી શકે છે. સુલેહશાંતિના સમયમાં ઉપરથી આવીને કોઈ દબાવી શકવાની કે પેટામાં ભરાઈ હાથ મારી જાય તેવી ભીતિ ન હોય ત્યારે એ કલામાં પગરવ ન કર્યો હોય તેમને અથવા ઓછો કર્યો હોય તેમને પણ સહેલ આપી શકાય છે. આ નાનું પુસ્તક સુરતની અગાશીએથી અપાતી સુરતની લાક્ષણિકતાઓ અને વિશિષ્ટતાઓની એક સહેલ છે.

સુરતના સુરતી તત્ત્વને મૂર્તિમંત કરતી તેની લાક્ષણિક સંસ્થાઓનો આછો અને હળવો પરિચય છે એમાં કંઇ આહ્‌લાદક તત્ત્વો હોય તે સુરતનાં છે, ત્રુટિઓ હોય તે મારી છે

એ સહેલ આપવા ચાર પંજામાં વહેંચાયેલા એક કૂરી (કોડી) પતંગ તૈયાર રાખ્યા છે. પતંગવાળાની દુકાને બાંધેલા પજાઓમાં દેખાતી વિવિધતા એમાં દેખાશે. કોઇ પંજો 'લાડવેદાર' જેવો ખાદ્યપદાર્થોના સૂચનથી મોંઢામાં પાણી લાવે તેવો હશે તો કોઇ ફુન્નેદારની જેમ સુસવાટા કરતાં કુદરતનાં વિનાશક તત્ત્વોને સ્પર્શતો હશે. કોઇ પંચરંગી રંગવાળો હશે તો કોઇ એકરંગી અને સાદો હશે.

પંજાના પતંગોની દેખીતી એકવિધતામાં પણ તપાસીને જોનાર ભેદ જોઇ શકશે. હોશિયાર દુકાનદાર પંજાનો ઉપરનો પતંગ ઉપરથી સારો, સુરંગી ગોઠવી ઘણીયે વાર પાછળા પતંગોમાં કોઇ જરા ફાટલો, કોઇ થીંગડી-વાળો, કોઇ જાડા ઢઠ્ઠાનો તો કોઇ ગાંઠવાળા ઢઠ્ઠા-કમાનનો દેખવી દે છે તેમ, જો અનાયાસે આ પંજાઓમાં કોઇ નુકસાની માલ દેખાય તો સુજ્ઞ વાચક નિભાવી લેશે. કુશળ સુરતી તો એવા પતંગને પણ સરખો બનાવી તેની મઝા માણી જાણે છે છાપ ખાતો હોય તો ઢઠ્ઠો મરડીને, બહુ ઢઢવુતો હોય તો ઉપલ્લે કન્ને ગાંઠ મારીને અને કન્નાતો હોય તો સામી તરફ ભારણ બાંધીને તેને સરખો કરે છે અને ન સુધરે તેમ હોય તો છેવટે લડાવી મારે છે. એવો કોઇ વાચકને મળી આવતાં ઉપલા જેવો કિમિયો વાચક અજમાવશે તો તેવામાથી પણ થોડીઘણી સહેલ જરૂર મેળવી શકશે

બધાયે પતંગો સાથે બન્યા નથી જૂના પતંગોને ગાચવીને બાંધી રાખવામાં આવે છે તેમ કેટલાંક વર્ષો પર બનેલા અને પડી રહેલા કેટલાક સુરતી કાગળના અને સુરતમાં બનેલા છે કોઇ ડુમસના દયાકોર સેનેટોરિયમમા બન્યા છે તો કોઇના કાપઢઠ્ઠા માથેરાનના ગિરિવિહારના શીતળ વાતાવરણમાં ઘડાયા છે તમામ પર ટાપટીપ થઇ પંજા સુરતમાં બંધાયેલા છે અને અનુકૂળ પવન આવતાં ચગાવાયા છે એક પતંગ ચગતો જોઇ બીજાને પતંગ ચગાવવાનુ મન થાય છે તેમ મુંબઇ ચગતું જોઇ એમ થએનું કે પવન થઇ જાય ત્યાં સુધી ઢીલ કરવી હવે મુનાસબ નથી.

પરતી અને પંજો લઇ પદ્મનિસર પતંગ ચગાવવા લાગે સમયે ચઢું છું. કિશોર હતો અને વકીલ નહોતો તે વખતના શરૂઆતના સર્જન લઇ 'કિશોરવકીલ' તરીકે વિનોદવાટિકા દ્વારા સાહિત્યની અગાશીએ હું ચઢેલો. ત્યારબાદ કોઇ કોઇ વર્ષે કોઇ કોઇ વખતે એક બે પતંગ અને પાશેરિયા પીંડુ લઇ કોઇ પતંગપ્રેમીના સદ્‌ભાવ અને પ્રેરણાથી અગાશીએ અવરનવર આવી જતો એવો અલપઝલપનો પતંગવિહાર ઘણીવાર દીઠામાં પણ નથી આવતો અને પતંગ ચગાવનારની ગણનામાંથી પણ નામ કમી થતું જાય છે. હવે વકીલ થઇ કિશોર મટયા પછી પાછો કિશોરાવસ્થાનો પતંગપ્રેમ જાગ્યો છે અને જૂના કીર્તનમાં પ્રવેશ કરી આ 'સુરતની સહેલ' વાચકના હાથમાં મૂકું છું. હવે તો કંઇ નહિ તો સંક્રાંતિ સમયે એ ભૂમિમાંથી ન ખસવા નિર્ધાર કર્યો છે.

એક બાબતનો ખાસ સ્વીકાર કરવાની જરૂર છે. આ પંજાઓમાંના એક પતંગ 'સુરતની કુંડળી'નું સર્જન શ્રી. ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યાને આભારી છે. એ પતંગના સર્જનનો વિચાર મને સૂઝ્યો પણ તેને માટે જરૂરી કાગળ, કાપ ઢઢ્ઢા, મારી પાસે ન હતા. શ્રી. ગજેન્દ્રશંકરે એ સાધનો પૂરાં પાડયાં અને મેં ભેગાં કરી તેમની સૂચના મુજબ રચના કરી. એનાં સાધનનો જે યશ હોય તે એમનો છે, એની બનાવટમાં જે દોષ હોય તે મારા છે.

એ પંજા તપાસી આપવા અને જરૂરી થીંગડી મારી આપવામાં મારા મિત્ર રણછોડદાસ મહેતાએ મને મદદ કરી છે તેમનો ઋણી છું. આ પતંગો ચગાવવામાં, ફાટેલાને સાંધી આપવામાં, પરતી પકડવામાં કોઇ આવે તેનો નિર્દેશ કરવામાં, 'કાયપો છ' ની ઘોષણા કરવામાં, દોરી લૂંટવા પ્રયાસ કરનારને દોરી લૂંટવાના ખરા સ્વરૂપની ઓળખાણ કરાવવામાં જે કોઇએ મદદ આપી હશે કે આપશે તેનો આભારી છું અને રહીશ."

બંસીલાલ છોટાલાલ વકીલ

# સુરતની સહેલ

## પંજો પહેલો

## (૧) નામ : શહેર અને શેરીઓનાં

કોઈપણ વસ્તુ યા વ્યક્તિનું નામ તેના પરિચયનું મહત્ત્વનું અંગ છે નામમાં તે શું છે? ગુલાબને ગુલાબ ન કહો તેથી તેની સુવાસ ઓછી થવાની છે? આવી દલીલો શેક્સપિયરનું સૂત્ર ટાંકીને કરવામાં આવતી આપણે સાંભળીએ છીએ પણ બાળકના જન્મની આગાહી થાય ત્યારથી તે બાળકનું નામ પડે ત્યાં સુધી જે ચર્ચા, મંત્રણા, વાદવિવાદ તેના નામકરણના વિષયમાં થાય છે તે જોતાં નામનું મહત્ત્વ છે, એ સ્વીકારવું પડે છે મારા એક ઓળખીતા છે તે તો સ્ત્રી અને પુરુષોનાં સારાં નામોની એક યાદી રાખે છે અને વિકલ્પે પસંદગી પણ કરી રાખે છે રા લલિત મોહન ગાંધીની પોતાની ખાત્રી એ બાબતમાં મેળવી નથી પણ કહેવાય છે કે લોકોને નામ શોધવાની સુગમતા પડે એ દૃષ્ટિએ પોતાના નાટક તથા ટૂંકી વાર્તાનાં પાત્રોનાં નામ પાડે છે નામમાં કાંઈ નથી એવી દલીલ કરનારા ગુલાબને બદલે કહી જોજો તો તેથી ગુલાબની સુવાસ તો નહિ ઘટે પણ ગુલાબ પ્રત્યેનું આકર્ષણ અને ઉમળકો એટલા નહિ જ રહે

નામમાં કંઈ અર્થ ન હોય તો એક સુંદર અને લાવણ્યવતી બાળાનું નામ ગોમતી કે ઉજમ, જડી કે ચંચળ હોવાનું સાંભળી આપણી સૌંદર્યભાવનાને

આઘાત શું કામ પહોંચે? સૌંદર્ય જાતે જાતે જ ઓસરી જતું હોય એમ શા માટે લાગે? જો નામનો કોઇ અર્થ ન હોય તો પરણીને સાસરે જતી છોકરીનું નામ સાસરિયાં શા માટે બદલે ? જો નામ અર્થહીન હોય તો વિરોધીઓ નામ પાડે તેથી સાક્ષરો કે રાજનીતિજ્ઞોને શા માટે ખિજવાટ થાય? જો નામમાં અર્થ ન હોય, ભાવના જગાડવાની કે દર્શાવવાની શકિત ન હોય તો પ્રેમીઓ નામને ટુંકાવી તેનું નવસર્જન કરી પોતાનો કોડ અને વહાલ બતાવવાનો કેમ પ્રયત્ન કરે? સુશીલાનું સુશુ, સરોજનું સરૂ, અને શોભનાનું શોભ થતું હશે તે શું થોડા શ્વાસોશ્વાસ બચાવી જીવન લંબાવવાને?

વસ્તુ અને વ્યકિતનો પરિચય તો નામથી થાય છે. કેટલીક વાર તેમને જોઇને તેમના નામની તજવીજ કરીએ છીએ. કેટલીક વાર નામ આપણે પ્રથમ સાંભળીએ છીએ અને પ્રત્યક્ષ પરિચય પાછળથી થાય છે. નામ માત્ર કંઇ કંઇ ભાવ અને ચિત્ર આપણી કલ્પનામાં ખડાં કરે છે. વિક્રમનું નામ માત્ર પરોપકાર, પરાક્રમ, પ્રીતિ અને પ્રજાવત્સલતાની મૂર્તિ રચે છે. વત્સલાના નામથી વાત્સલ્ય, ચપલાના નામથી વિદ્યુત સમો વેગ અને પ્રભાના નામથી તિમિરનો નાશ કરતું તેજ મૂર્તિમંત થાય છે, તેવી જ અસર નામની આસપાસ રચાએલા વાતાવરણની છે. શરીર જોયા વિના કોઇ કન્યા રાશિવાળા શખસ સાથે કુસ્તી કરવાની હા કહેવાનું મન થાય કારણ કે જ્યોતીન્દ્ર નામ માત્રથી જ્યોતીન્દ્ર દવેની સુકલકડી તસ્વીર ઊભી થાય અને ડર ન લાગે પણ વૃષભ રાશિવાળા સાથે કે માણિકરાવ સામે લડવાની જીગર જ તેને જોયા વિના ના ચાલે. કેટલીક વાર નામમાત્રે ઊભું કરેલું ચિત્ર કંઈ હંમેશ ખરું પડતું નથી. નામે ઊભી કરેલી કલ્પનાસૃષ્ટિને પ્રત્યક્ષ અનુભવે મજબુત ફટકો પડે છે. કેટલીક વાર નામ હોય છે ગુલાબ પણ ન હોય સુગંધ, રૂપ કે કુમાશ; નામ હોય અમુલખરાય પણ આવેલી હોય નાદારી; નામ હોય સુસ્મિતા પણ મોરગનના વિશુદ્ધ દીવેલની જાહેરખબરને લાયક મુખાકૃતિ હોય, છતાંયે નામમાં ભાવ જગાવવાની, કલ્પના ઉત્તેજવાની, મન જીતવાની, છાપ પાડવાની અદ્ભુત શકિત છે. જેમ નામ ટૂંકું, ભાવવાહી અને મધુર તેમ સુંદર



સુરતનું નામ પણ તેવું જ છે, ટૂંકું, મધુર અને ભાવવાહી. સુરતનું નામ સુંદર છે તેવી તેની ઉત્પત્તિ પણ Romance અદ્ભુતતાથી ઓતપ્રોત છે. બાળપણાના કીકો, બાબો, નાની બેબી વગેરે હોય છે તેમ

સુરતના નાનપણનાં સૂર્યપુર, સુરાષ્ટ્ર, સુરટ્ટ, શુર્પારક વગેરે જુદાં જુદાં નામો હોવાની વિદ્વાનોની અને પોતાને વિદ્વાનો માનનારાઓની અટકળ છે તેમને મતે માણસ મોટપણે સ્થિર નામ ધારણ કરે છે તેમ ઉમર-લાયક થતા સુરત સુરત નામ ધારણ કર્યું છે

સુરતનુ નામ માત્ર એક વિલક્ષણતા અને વિશિષ્ટતા છે એવા દહેચે હશે કે જેના નામ વોશિંગ્ટનની પેઠે દેશભક્ત અને દેશરક્ષકની યાદગીરીમા પડ્યા હોય. વિજેતાઓએ તારાજ કરીને આબાદ કરેલા યા વસાવેલા અમદાવાદ, મહેમદાવાદ જેવાં સ્થળો હશે કોઈ પુરાણા મુનિની યાદ સાચવતુ ભૃગુપુર—ભરૂચ જેવું શહેર હશે પણ એક રામજણીના નામની યાદગીરી સાચવવાની અદ્ભુતતા, અપૂર્વતા અને ઉદારતા તો સુરતની જ છે પોતાનુ યૌવન ઓસર્યા પછી જગત પોતાના પ્રત્યે બેકદર બને છે એવી ફરિયાદ ગમજણીની છે પણ એ સુંદરી સુરતાનો દેહ પડ્યે સૈકાઓ થઈ ગયા છે છતા સુરત સુરતાનો સ્મૃતિધ્વજ ફરફરાવી રહ્યુ છે ગુજરાતી ત્રીજી ભણતો હતો ત્યારે સુરતનું નામ સુરતા નામની રામજણી પરથી પડ્યુ એમ ગોખેલું એમ યાદ છે કોઈ કહે છે કે સુરતા શહેરના સોદાગરની પ્રેમપાત્ર હતી કોઈ કહે છે કે એ કોન્સ્ટેન્ટીનોપલના સુલતાનનુ ઉપવસ્ત્ર હતી અને તે વેપારી રૂખી સાથે સુરત નાસી આવેલી. કોઈ કહે છે કે એક શહેરના વેપારીની પુત્રી સુરતા ન થવી જોઈતી હતી છતા સગર્ભા થઈ તેથી તેને પ્રસવ માટે છૂપી રીતે માછીવાડે મોકલી આપવામાં આવેલી કોઈ ક્હે છે કે કામરેજના રાજાએ અપકીર્તિથી બચવા પોતાની માનીતી સુરતાને સુરતમા રાખેલી ગમે તેમ હો પણ એટલુ ચોક્કસ છે કે બ્હેકને પથે ચઢેલી કોઈ સુરતા નામની સુંદરીનું નિવાસસ્થાન બની સુરતે આ નામ સપાદન કર્યું છે નરસિંહરાવના સમયથી શબ્દની વ્યુત્પત્તિ એક નહિ પણ અનેક થાય છે સુરતની આ વ્યુત્પત્તિમા નાનમ જોતા હોય તેવા કેટલાક માણસો સુરતની વ્યુત્પત્તિ, સુષ્ઠુ ઋતુ રતન્સારી ઋતુવાળુ શહેર એથી કહે છે ત્યારે બીજા સુષ્ઠુ રતિ રતા એટલે સુરત આહ્લાદક પ્રેમક્રીડાનું સ્થાન છે એમ કહે છે.

ગમે તેમ હો પણ સુરતના નામને ઇશ્ક, સંકેત, ક્રીડા, ગુપ્તપ્રણય સાથે સંબંધ છે. માલવિકા કે તેવા બીજા પ્રેમપાત્રને મહારાણીથી ખાનગી મળવાનુ સંસ્કૃત નાટિકાઓનું ગ્રીષ્મોદ્યાન જેવું સ્થળ તેના નામથી યાદ આવે છે. સુરતનો પ્રધાનસૂર આજે યે જીવનનો ઉલ્લાસ છે. સુરતાનું સૌંદર્ય, સુરતાની વિલાસિતા, સુરતાની આનંદ માણવાની વૃત્તિ આજે યે સુરતમા છે.

આ અદ્‌ભુતતા ખુદ સુરતાના જ નામમાં નથી. પણ કંઇક તેવી જ અદ્‌ભુતતા, કંઇક વિચિત્રતા તેના મહોલ્લા અને શેરીનાં નામોમાં પણ છે મારા એક મિત્ર છે જેમને એકલા ઘૂમવાની, જગાઓ શોધી કાઢવાની, નવા રસ્તે જવાની ટેવ છે. તેઓને એક નવાબ કુટુંબના નબીરા સાથે ઓળખાણુ થએલુ, તેમને ત્યાં જવા નીકળ્યા. બંગલો બતાવવા મેં મારો માણસ સાથે મોકલવા કહ્યુ તેનાથી તેમની પોતાની શક્તિને અન્યાય થતો લાગ્યો. અંતે ત્રણ કલાક રખડીને પાછા આવ્યા. બેગમપરાના એકે એક ઘર આગળ થઈને અને રાણી તળાવ ખૂંદીને પાછા આવ્યા પણ તેમને એકે બેગમનો બંગલો દેખાયો નહિ કે રાણી તળાવમાં તપાસ કરતાં રાણીનો નિવાસ જણાયો નહિ. જો સુરતના લત્તાના નામ પરથી તેનો ક્યાસ કાઢવા કોઇ અજાણ્યા માણસ જાય તો તેની આવી જ ફજેતી થાય.

ગોધામણીઆની પોળમાં કદાચ એક બે રૂષ્ટપુષ્ટ માણસો મળે, પણ ખરો ગોધો એકે નજરે ન પણ પડે. ગધેવાન પર જઇને ખરા ગધેડાનો ભેંકાર સાંભળવાની આશા રાખો તો નિરાશ થાઓ અને એક પણ ભૂકી શકે તેવો ગધેડો તમારી નજરે ન પણ પડે. ભૂતશેરી કે ભૂતફળિયામા જાઓ તો ભૂત ન મળે ને ડાકણ પણ ન મળે. સટા બજારમાં સટો કરવા જાઓ તો ગણેશ ભુવનમાં ભૂસું ખાઈને પાછા આવો અને રૂ વાળાને ટેકરે તળાઈ ભરાવવાનું રૂ લેવા જાઓ અને કમનસીબ હોય તો સટોરિયાના દરોડામા પકડાઇ જાઓ. ચૌટા બજાર સિવાયના કેળાપીઠના લત્તામાં એક પણ કેળું વેચાતું ન મળે અને નાની અને મોટી હીંગપોળમાં હીંગનો વેપારી તો ન મળે, પણ હીંગનો દાબડો લઇ છૂટક વેચતો મારવાડી પણ ન મળે.

ઘીઆશેરીના લોકોને ઘી જોઈતું હોય તો ઘી લેવા ઘીકાંટે જાય યા તો નુર-હોસાની દુકાને જાય અને દાળિયાશેરીના લોકોને ચેવડો કરે ત્યારે દાળિયા લેવા બજારે જવું પડે અંધાગની ખૂણમાં કોણ જોવા આવવાનું છે એ ભરોસે ગુનો કરવા જાઓ તો અમુક મેજિસ્ટ્રેટની કોર્ટમાં આરોપીના પાંજરામાં ઊભા રહેવાનો વખત આવે પોપટ મહોલ્લામાં જાઓ તો પોપટનું પાંજરૂં ય ન દેખાય. પોપટ મહોલ્લાનો સાક્ષી કોર્ટમાં આવે તો પોપટ બનીને આવ્યો હશે એમ ધારણા રાખો પણ પાંજરામાંથી ઊતરે ત્યારે કાકાકૌવા જેવા પણ ન લાગે. કાણાકોચરાની પોળમાં જાઓ તો કાણાકોચરા ન મળે ને લુલાંલંગડા પણ ન દેખાય અને આંધળા બહેરાં પણ ભાગ્યે જ જડે પાણીની ભીંતમાં જાઓ તો ન મળે પાણી કે ન મળે કોઈ અસામાન્ય ભીંત. વળી ખુદ મનુમહારાજની વર્ણાશ્રમની સંસ્થા પર કુહાડા પડ્યા છે અને આંતરજ્ઞાતીય તો શું પણ આંતરવર્ણના લગ્ન થવા માંડ્યા છે. એટલે ઘાંચીશેરીમાં ઘાંચી જ, દરજીશેરીમાં દરજી, સોનીફળિયામાં સોની બંધારાવાડમાં બંધારાજ, વાણિયાશેરીમાં વાણિયાજ, ભાટેલાશેરીમાં ભાટેલા જ, કુંભારવાડામાં કુંભારો જ, પઠાણવાડામાં પઠાણોજ રહેતા હોવાની ક્યાંથી આશા રાખી શકાય ? હોરવાડમાં હોરાને શોધવા જાઓ તો નીકળી આવે હવાડીઆ ચકલા આગળ અને પઠાણને પઠાણવાડે શોધવા માગતા હો પણ નીકળે સોની ફળીએથી. કાળનું ચક્ર એવું ફરે છે કે વાણિયાશેરીમાં વાણિયા કરતાં કણબીઓ વધારે છે અને નાગરના ફળિયામાં વાણિયાઓ ભરાવા માંડ્યા છે.

રૂઢિગ્રસ્ત માન્યતાઓને અને દંતકથાઓને બાજુએ મૂકીને ચાલીએ અને કલ્પનાને જરા છૂટી મૂકીએ તો લાગશે કે શ્રી કૃષ્ણને ઉદ્ધવ ગોકુળથી મથુરા લઈ ગયા ત્યારે તેમના વિયોગનો સંતાપ મટાડવા ગોપીઓ સુરતમાં હવાફેર કરવા આવી હોવી જોઈએ અને ગોપીપરામાં રહેલી હોવી જોઈએ. વિરહની વેદનાને શાંત કરવા અને વ્યાકુળ મનનું સાંત્વન કરવા જે તળાવમાં ગોપીઓ નહાવા પડેલી તે તળાવનું નામ ગોપી તળાવ પડેલું હોવું જોઈએ. વળી તે વખતે જરા કાબૂમાં રાખવા લાયક માણસોને જુદા કાઢી સેતાન ફળિયામાં રાખ્યા હોવા જોઈએ, કે પાસે વસતી ગોપીઓને ત્રાસ ન આપે. કાણાકોચરાના

અપશુકનથી ઉદ્વેગ પામી ઠેર ઠેર તેઓ ભટકતા ન ફરે અને ઠેર ઠેર ન મળે તે માટે કોઈ દૂરંદેશી રાજ્યકર્તાએ તેમને એક મહોલ્લામાં એકઠા કર્યા હોવા-જોઈએ કે જે દહાડો બગાડવો હોય તે જ દહાડે તે લત્તામાંથી પસાર થવાય. ગાયની ઓલાદ સુધારવાના કોડ ધરાવતા લૉર્ડ લીનલીથગો સમા કોઈ ગોહિતચિંતક હાકેમે રૂષ્ટપુષ્ટ ગોધાઓને એકવાર ગોધામણીઆની પોળમાં ભેગા કર્યા હોવા જોઈએ. દમયંતીના શ્રાપથી નાસી છટેલો કલિ—કળજુગ મહોલ્લામાં આવીને ભરાઈ ગયેલો હોવો જોઈએ. રાવણનો વધ કરવા જતાં શ્રી રામ સુરતમાં રોકાયા હોવા જોઈએ અને તેમણે જ્યાં મુકામ કીધો હશે તે લત્તાનું નામ રામપરા પડ્યું હોવું જોઈએ. શ્રી રામે આરામ લીધો ત્યારે તે વખતે શ્રી હનુમાનજી જ્યાં જ્યાં કૂદ્યા તે તે જગાએ હાલનાં હનુમાનજીનાં મંદિરો સ્થપાયાં હોવા જોઈએ. અને નાણાવટ હનુમાનજીની પોળ, કેળાપીઠ હનુમાનજીની પોળ, ને સોનીફળિયાની હનુમાનજીની પોળ એ બનાવની યાદગીરી સાચવી રાખતી હોવી જોઈએ. વળી સુરતની શેરીઓમાં છોકરાઓ હનુમાનજીના પૂંછડાની રમત રમતાં તે પણ હનુમાનજીએ તે વખતે શીખવેલી હોવી જોઈએ. ખાંડવાળાની શેરીના માણસોને અસલ ખાંડ ખાવાની આદત હશે તેથી તે નામ પડેલું હોવું જોઈએ. દમની ધાંચણે પંચદંડ પૈકીનો તેના પાસેનો એક દંડ ઠોકી રાજા વિક્રમની સવારીની સામું નકકર ભીંત ખડી કરી દીધી હતી તેમ દમનીની કોઈ બહેન પાનીએ કોઈ અદ્ભુત દંડની સહાયથી પાણીની ભીંત આગળ પાણીનો અભેદ્ય દુર્ગ ઊભો કરી દીધેલો હોવો જોઈએ. સગરામપરા કોઈ અનાવિલના નામ પરથી નહિ પડ્યું હોય પણ ત્યાં કોઈ અઘોર સંગ્રામ ખેલાયો હશે અને સંગ્રામની ઝપાઝપીમાં સંગ્રામ ઉપરનું અનુસ્વાર કપાઈ જઈ ચંદ્ર પર પડી તેને કલંકિત કર્યો હોવો જોઈએ. ઢીંગલી ફળિયામાં ગલીવર લીલીપુરના મહારાજાની સાથે રહી ગયો હોવો જોઈએ. અને અત્યંત ધાસ્તી અનુભવતા માણસો એ ધાસ્તીપરાનું નામ અસ્તિત્વમાં લાવ્યા હોવા જોઈએ. કોઈ પાંચમી કતારના સભ્યોએ સુરતમાંથી નાસી જઈ કતારગામ વસાવ્યું હોવું જોઈએ અને અમે તો નિર્દોષ ખેડૂત છીએ એમ બતાવવા કતારગામની પ્રખ્યાત પાપડીનું વાવેતર શરૂ થયું હોવું જોઈએ.

સુરતની શેરીઓનાં કોઇ કોઇ નામો તેના અમુક શહેરીઓને ખૂંચે છે. કાણાકોચરાની પોળના નામથી કેટલાક એવા ભડકે છે કે જાણે તેમાંથી પસાર થતાં કાણા થઇ જવાતું હોય! ગોધામણીઆની પોળના નામથી કેટલાકને સૂગ ચઢે છે. ગર્ધવાન નામ બોલવાથી અકકલ ચાલી જવાની બીક લાગે છે. શહેરી સેવકો દેશસેવકોની યાદગીરીમાં નર્મદ ચકલો, કોટવાલ સ્ટ્રીટ, ગાંધી ચોક જેવાં નામો અસ્તિત્ત્વમાં આણે છે. કહે છે કે જૂના કેટલાંક નામો બદલવા શહેરસુધરાઇના સભ્યોને પણ વિનતિ કરવામાં આવી છે પણ નવાં નામ કયાં પાડવાં તે બાબતમાં ઝગડો પડે તે બીકે તે પ્રશ્ન હાથ ધરવામા આવતો નથી. માત્ર શેરીઓનાં નામથી વાત નથી અટકતી. કેટલાક મોટરવાળાને સુરતના ઝમી થઇ ગયેલા બળદના એકકાની સુગ છે. કેટલાકને ઘોડાની શરતોમાં ભય દેખાય છે. ચાંદની પડવાને દિવસે જાહેરમા ખાવાની પદ્ધતિમાં ગ્રામ્યતા લાગે છે. મલાઇ, પોંક, ઉંબાડિયું, ભૂસું ખાવુ એ પેટ બગાડવાના ધંધા લાગે છે. પતંગના શોખમાં બાલિશતા જણાય છે. અશ્વિનીકુમાર લાંબુ પડે છે. લગ્ન-પ્રસંગે ઢાંકવા જવામાં તેડાં નોંતરાં કરવામાં અને જમણ વખતે શાક શમારવા જવામાં, પાટે બેસવા જવામાં સમયનો દુર્વ્યય લાગે છે. તેમને આ બધુ ફેરવવું છે. એ ફેરવાશે ત્યારે સુરત સુરત નહિ રહે.

# (૨) ઉતરાણ—પતંગ

દરેકના જીવનમાં પતંગ મોડો વહેલો ઊડે છે. શકિત અનુસાર ઊંચો જાય છે, છાપ ખાય છે, કપાઇ જાય છે કાંતો ઊતરી જાય છે. પતંગનો કંઇ સુરતને એકલાને પરવાનો નથી. ગુજરાતમાં તેમજ બીજા ભાગમાં પતંગ ચગે છે. ઉત્તરમાં દિલ્હીમાં તો સુંદર પતંગ બને છે અને અન્ય સ્થળે વેચાવા જાય છે છતાં પતંગ એ સુરતની વિશિષ્ટતા છે.

પતંગ બીજે ચગતા હશે. નાણાં પણ અન્ય સ્થળોએ પતંગ પાછળ ખરચાતાં હશે. સુરતમાં બે પૈસે વેચાતો પતંગ મુંબઇનો શહેરી બની એક આનાની કિમતનો પણ બની જતો હશે. પતંગ બનાવનારા કારીગરો બીજા સ્થળોએ વસતા હશે પણ જે તન્મયતા, પતંગમયતા સુરતના શહેરીઓમાં, પતંગના દિવસમાં આવે છે તે ભાગ્યે જ કોઇ બીજે સ્થળે દેખાતી હશે.

પતંગ સુરતમાં માત્ર છોકરાંઓની રમત નથી. સાંજનો સમય ગાળવાનું સાધન નથી, પણ પતંગ ચગાવવા એ એક કળા છે. તેનું એક આખું શાસ્ત્ર છે. બાળક, યુવાન અને વૃદ્ધને તેનાં સરખા આકર્ષણ છે. ભવભૂતિએ કહ્યું છે કે ગુણવાનોને ગુણની પૂજા કરવામાં લિંગ કે વયનો બાધ નડતો નથી. પતંગની કદર કરવામાં સુરતને જાતિ કે વયનો બાધ નથી. એવી ભાગ્યે જ બીજી કોઇ આનંદદાયક પ્રવૃત્તિ હશે જેમાં પ્રત્યેક વયના અને જાતિના મનુષ્યો ભાગ લેતા હોય.

સુરતની આ પતંગલગની બહારનાને તાજુબી પમાડે છે. એક વખત ઉતરાણના અરસામાં એક 'બહારના' ગૃહસ્થ મનસુખકાકાને મળવા આવ્યા હતા. તેમનું સન્માન કરવાને મનસુખકાકાએ ચા સાથે થોડું ભૂસું જાનીને ત્યાંથી મંગાવવાનો વિચાર કર્યો. સુરેશને ભૂસું લેવા મોકલવા બૂમ મારી. પણ સુરેશે અગાસીમાથી બૂમ ન સાંભળી એટલે "અગાસીમાં ચઢયો એટલે બાપને પણ જવાબ દે તેવો નથી" એમ બબડતા બબડતા મનસુખકાકા પોતે અગાસીમાં ગયા. ત્યાં તો સુરેશે "ભાઇ, લાલી સાથે લાયગાછ, જરા પરતી પકડો" એમ કહી તેમની મદદ માગી. મનસુખકાકાએ

વાંસ વળીને જોયુ તો કાપડિયાના દલસુખને લાવી ચગાવતો જોયો સુરેશ એ ઉસ્તાદની બરોબરીમાં કાચો લાગ્યો સુરેશના હાથમાંથી 'છોડી દે' કહી દોરો હાથમા લઠ લીધો અને પરતી સુરેશના હાથમાં આપી સરતી છોડવા માંડી. નસીબનું કરવુ તે સુરેશનું કનિયું કપાઇ ગયું દલસુખનો કાપું તો જ મારુ નામ મનસુખ એમ કહી તે જ સાતડે મનસુખકાકાએ આંખદાર ઉઠાવ્યો. પરોણાને બેસાડી ગયેલા મનસુખકાકા ન આવ્યા એટલે સવિતાકાકી 'બેનજો ૯ કે, હુ એમને બોલાવી લાવું' કહીને ઉપર ચઢયા ત્યાં તો પાછી આખદાર અને લાવીને લાગવાની તૈયારી હતી અને દોરીને વળીઆ પડ્યા હતા ત્યાં ગૂચ



આવી 'સ ભળે છ કે આ એક ગૂચ કાઢ હમણાં લાવી મારા પગ પડશે' કહી મનસુખકાકાએ કાકીને કામ સોપ્યુ સવિતાકાકી પણ આ મોરચે ગરવી ગુજરાતણ બની ગયા કુસુબી સાડી પહેરી ગુજરાતને સમરાંગણે ઘૂમતી ગુજરાતણનું શૌર્ય તેમની આંખમા ચમકવા માંડ્યુ ને જલદી જલદી ગૂચ

કાઢવા લાગ્યાં. કાકા આમથી તેમ ને તેમથી આમ આંખદારને કન્નાવી ગોથ મારી લાલીના પંજામાંથી છટકવા લાગ્યા. દલસુખની અગાસીમાંથી 'આંખદારની પી' ના પોકારો નીકળવા લાગ્યા. 'તારી કે તારા બાપની પી તે હમણાં જ બતાવું છું. જરા ગૂંચ નીકળવા દે,' મનસુખકાકા સામો જવાબ દેવા મંડયા. મનસુખકાકા, સુરેશ, સવિતાકાકી—આ ત્રણે જણ આ યુદ્ધપ્રયાસમાં બનતો તમામ ફાળો આપવા મંડયા. ગૂંચ નીકળી. "આ જ" કહીને મનસુખકાકાએ ત્રાડ મારી. 'ચાયવો આવ' દલસુખે હુંકારો ઝીલ્યો. તેની સાથે મનસુખકાકાના સુરેશ અને દલસુખના ગમન, કંચન અને ત્રીભલાએ પોતપોતાના **શંખાન્ દધ્મૌ પૃથક્ પૃથક્** પોતપોતાની યુદ્ધઘોષણા કરી. પાછળથી કંટાળીને મહેમાન પણ અગાશીમાં આવીને ઊભા રહેલા તેનો ખ્યાલ ન રહ્યો. મનસુખકાકા જીત્યા. આંખદારના જોરે લાલી ઢીલો પડયો. ધીમે ધીમે લંબાવા માંડયો. લોટતો બંધ પડયો અને છેવટે તેની જીવનદોરીમાં ભંગાણ પડયું. કાકાએ 'કાયપો છ' એવી ત્રાડ મારી અને સુરેશે એવી ઝીલી કે મહેમાન આભા જ બની ગયા. "ઓહો ભગવાનદાસભાઈ, તમે અહીં આવી પહોંચ્યા? સાળું હું તો પતંગમાં ભૂલી જ ગયલો." કાકાએ ભગવાનદાસભાઈને જોઈને કહ્યું "લો પતંગની સહેલ લો. શું પતંગ ચગાવતાં જ નથી આવડતો? તો તો તમે અવતાર જ એળે કાઢયો મારા મહેરબાન! સુરતમાં તો ભાઈ સંધ્યા ન જાણનાર બ્રાહ્મણ નીકળે પણ કનકવો ન ચગાવનાર માણસ ન નીકળે' કાકાએ કહ્યું.

'હું પણ મો ..ચાનું પાણી મૂકીને આવી છ" સવિતાકાકીને ભાન આવ્યું 'તું જા ને સુરેશ પાસે ભૂસું મંગાવ. હું ઉતારવા કાં બેહું? પેલી ભુરી સાથે લઢાવી મારું. લો ભગવાનદાસભાઈ જરા પરતી ઝાલો.'

કાકાએ ભુરી સાથે લઢાવી મારી. ભૂરીને કાપી. તેની નજીકના અસ્ત્રેદાર સાથે આંખદાર ગુમાવી નીચે ઊતર્યા. ચા થઈ ગઈ. સુરેશ આવ્યો નહિ. ચા પીને ભગવાનદાસભાઈ ગયા. સુરેશ હાથમાં પડીકું લઈ એક લાંબા પેચ સડક પરથી જોવામાં એવો મશગૂલ થઈ ગયો હતો કે પેચ પૂરો થયે ભગવાનદાસભાઈના ગયા પછી આવ્યો.

સુરત હજી સુધારામાં બહુ આગળ નથી વધ્યું. કુંવારા પણ વિવાહિત યુગલ સાથે જતા જોઈને હજી કેટલાક સુરતીઓની આંખ તેના ચોકઠામાં ઘેરિયા રમે છે સ્ત્રીના હાથમાં ટેનીસનું રેકેટ જોતાં દુનિયા વંઠી જવા માંડી છે એમ કહેનાર સુરતમાં ઘણા છે સાહિત્ય મંડળના મેળાવડામાં સોળસત્તર વર્ષની બાળાને સ્ટેજ પર ગરબો ગાતી જોઈને તેણે જાહેરમાં નાચ કરી પોતાની બોત્તેર પેઢી ડુબાવી એમ માનનારા મહાશયો પણ છે. સ્ત્રી પુરુષ બન્ને સભ્ય થઈ શકે તેવી ક્લબ અનીતિમય છે એમ કહેનારા ખાનગીમાં પોતાનાજ જીવનમાં ઘણી વસ્તુ નિભાવી લેનારા સજ્જનો સુરતમાં છે. પણ સુરતી છોકરી પતંગ ચગાવતા શીખે કે ચગાવે તેમાં સદભાગ્યે ભાગ્યેજ અજુગતું ગણાય છે સ્ત્રી જાતિ પ્રત્યે જો સુરતી સમાજે સૌથી વધુ ઉદારતા બતાવી હોય તો તે પતંગની બાબતમાં પરિણામે પતંગનો ઉત્સવ એ છોકરા છોકરી, બાલક વૃદ્ધ સર્વને રીઝવે એવો સર્વમાન્ય અને સર્વભોગ્ય ઉત્સવ છે.

સદ્‌ગત છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદાર છવાછલ સુરતી હતા. કનકવાના ઘણા શોખીન હતા. પતંગ એ સુંદર વ્યવસાય છે, એટલું જ નહિ પણ પતંગથી સરસ કસરત મળે છે, ચાલાકી અને ચપળતા આવે છે, આંખ કેળવાય છે અને સુધરે છે. પક્ષીની ભય અને ક્રોધની ચેષ્ટા નીરખી શકાય છે. એમ માનતા ટૂંકમાં કાળીદાસે પોતાના નાયક દ્વારા મૃગયાની પ્રશંસા કરી છે તેવી જ તે પતંગ ચગાવવાની ક્રિયાની કરતા. પતંગ ચગાવવાથી ચશ્મા પહેરવા નથી પડતા અને આંખની દવા નથી કરવી પડતી એમ પણ તેઓ માનતા. તેમની કેટલીક બીજાને નવાઈ ઉપજાવે તેવી માન્યતા હતી તેમાંની એક તે પામીસ્ટ્રી અને જ્યોતિષનું જ્ઞાન ગુન્હાની શોધખોળમાં મહત્ત્વનું અને આવશ્યક છે અને બીજી તંદુરસ્તીના રક્ષક તરીકે પતંગમાં શ્રદ્ધા

પતંગ દેખાય છે કે નહિ. હા કહે તો આંખ ચોક્કસ સમજવી અને ચશ્માની જરૂર નથી એમ માનવું. ના કહે તો પચ્ચીસ ત્રીસ વામ દોરી ઉતારવી. નિશાળોમાં અસલ છોકરાઓને જુદી જુદી સંખ્યાના અને કદના કાળા ટપકાવાળા નકશાથી દસ નંબર દૂર ઊભા રાખી કેટલા દેખાય છે. પૂછી આંખ તપાસવાની પદ્ધતિ હતી તે મુજબ ત્રીસ ત્રીસ વામ જ્યાં સુધી પતંગ ન દેખાય ત્યાં સુધી દોરી ઉતારવી. જો પાંચ વખત ઉતારતાં પણ પતંગ ન જોઈ શકે તો આંખ ખરાબ છે પણ ચશ્માની જરૂર નથી' એમ સમજવી પંદર દિવસ રોજ પતંગ ચગાવવાનું પ્રિસ્ક્રિપ્શન લખી આપી: કાઢી મૂકવો. આમાં બે ફાયદા કે પતંગના દિવસમાં આંખના ડોકટર પતંગ પણ ચગાવી શકે અને Kite cure યાને કુદરતી દવાનો ઉપયોગ થઈ શકે અને રોગીને દવા સાથે મઝા પડે. મારા મિત્રે આ નુસ્ખો હજુ કોઈ પર અજમાવ્યો કે નહિ તેની ખબર નથી

રા. જાગીરદારના કથનમાં ભલે અતિશયોક્તિ હોય પણ પતંગ ચગાવવા, સફળતાથી પેચ લઢાવવા એ એક કળા છે અને ઘણું વ્યવહારિક જ્ઞાન અને ફિલસૂફી એમાં ભર્યાં છે એની ના પાડી શકાય તેમ નથી. મેં જાતે અગાશીમાં ઊભા રહી શિરીષ શરદને એના પાઠ આપ્યા છે. પણ એમાં પદ્ધતિસરના પાઠનીએ જરૂર નથી પડતી. પતગ એ એક એવી રમત છે કે જેમાં માત્ર રમનાર ચગાવનાર એકલા જ નહિ પણ તેમના ગોઠીઆ, તેમના કુટુંબીજનો અને રસ્તે જનાગ ત્રાહિત શખ્સો પણ આનંદ માણી શકે છે ઘડીભર દુનિયાનાં દુ:ખ, જંજાળ અને વિટંબણાઓને ભુલાવી તન્મયતા સધાવી શકે એવી સંગીન અને બીજાની હરોળમાં મૂકી શકાય તેવી પ્રવૃત્તિ હોય તો તે પતંગ ચગાવવાની છે. ઉતરાણને દિવસે અગાશીમાં વિધિસર પતંગ ચગાવવા જેકીશનભાઈ ચઢે ત્યારે સાથે તેમના મગન, છગન, અને કંચન હોય, તે સાથે એમના મિત્રો મનુભાઈ અને રણછોડભાઈ અને તેમના છોકરાઓને આમત્રણ હોય જ. તેઓ પણ તેમના પતંગ અને પરતી સાથે આવી રહે. એક પછી એક પતંગ ઉઠાવે. જેકાકા પતંગ ચગાવતા હોય તે વખતે દુશ્મન કેટલા છે, કોના પર હલ્લો કરવા જેવો છે, નિર્બળ અને સહેલાઈથી ઝપેટી

નાખવા જેવા કેટલા છે, આગળવાળા માથે લગાવીએ તો પાછળથી લીલી આવીને પેટામાં ભરાય તેમ છે કે નહિ, કોઇ ખૂબ દોરી મૂકી અદ્રશ્ય બની ચગતું બગલું લૂમલો કરે તેમ છે કે નહિ તેની ગાજુનરી કરી પ્રતીક્ષા કરે. આગળવાળો ભૂરીવાળો પેચ લેવામાં અખાડા કરે તો ભૂરીવાળાની પી બધા મગીને બોલાવે. મગન પરતી પકડે. છગન અને કચન દોરી લૂંટી વાસી ઉતરાણ માટે ખૂટતી પરતીનું ભરણિયું કરે અગર તો ફાટલા પતંગને જ્યાક થીંગડી મારી આપે. ઓચિંતી ગૂંચ પડે તો પ્રેક્ષકોમાંથી તાબડતોબ ગૂંચ ઉકેલવા બેસી જાય શાંતિના વખતમાં જેકીશનદાસકાકાની વહુ પણ 'આમે શું પાપ કર્યાં, આને તો જરા સહેલ આપો" કહી નાના વિનુને ઉંચકી અગાસીમાં આવે અને નાના વિનુને સહેલ અપાવાને બહાને પાંચ મિનિટ અગાસીમા આવી ઉતરાણ દર વર્ષ જેવી છે કે નહિ અને કેટલી આની છે તેની ચર્ચા કરી જાય. કમનસીબે ભારત વર્ષની જાહોજલાલી પાછી આવવાની નથી એવી માન્યતા આપણામાં મૂળ ઘાલી બેઠી છે, એટલે ઉતરાણ દર વર્ષે આગલા વર્ષથી બાર આનીથી દસ આની જ થતી જાય છે. પણ ધ'ઇમા દરરોજ ચાલીસ પચાસ વિમાનો તૂટતાં હોવા છતાં અક્ષય પાત્રમાંથી નવાં નીકળ્યા કરે છે તેમ દર વર્ષે દસ બારઆની લેખે ઘટતી ઉતરાણ હજી સુરતમાં ઉજવાયા જ કરે છે.

ઘણી દુનિયાદારી, વ્યવહારિક જ્ઞાન, દાવપેચ અને હિકમતી સુરતનાં બાળકો અગાસીમાં શીખે છે. જબરો શત્રુ અચાનક હલ્લો ન કરી જાય તે માટે હંમેશ પતંગ ચગાવતાં ચેતતા રહેવું પડે છે. એટલે 'ચેતતો નર સદા સુખી' એ પહેલો પાઠ સુરતી બાળકને અગાસીમાં મળે છે. પાછળથી બળવાન શત્રુ ખૂબ દોરી છોડી ચઢી આવે અને આપણા પતંગે સજ્જ જોર ન પકડ્યુ હોય તો આપણા પતંગને કેમ કંનાવવો, કેમ ગોથ મરાવવી, કેમ નીચો નમાવી દેવો અને છેવટે કંઇ નહિ તો Discretion is the better part of the valour એ સૂત્રને આધારે પતંગ કેમ ઉતારી નાખવો એ શીખી બળવાન શત્રુથી છટકવાને પરોઢીને ન્યા ચાલ્યા જવાના, સાસરે નાસી જવાના, પાસેની ગલીમાં ભરાઇ જવાના પાઠો અગા-

સીમાં મળે છે. આગળવાળો પેચ લેવા ન માગતો હોય તે વખતે નદી કિનારે બેઠેલ બગલાની પેઠે અમસ્તા અમસ્તા દોરી મૂકવાનો ઢોંગ કરવાના, તેના પાસેના બીજા પતંગ પર દ્રષ્ટિ છે એવો આભાસ કરવાના પાઠ પણ અગાસીમાં શીખવાના મળે છે. સામાનો પતંગ દોરી મૂકી પગભર થાય તે પહેલાં જ તેના પેટામાં ભરાઇ તેને પૂરો કરવાની નીતિ જોઇને દુશ્મનને તો ઊગતાં જ ડામી દેવો એ સૂત્ર મન પર ઠસે છે. વળી જ્યાં સુધી પતંગ અને દોરી બન્ને સંકળાયલાં હોય ત્યાં સુધી સાધારણ રીતે કોઇ ટાંગર કે ઝોલ મારવાની હિંમત કરતું નથી. પણ પતંગ જતાં દોરી લુંટાય છે તે જોઇને હિંદુ વિધવાની અસહ્ય સ્થિતિનો ખ્યાલ આવે છે. વીમા ઉતારવાનું કામકાજ કરનાર એક મિત્રનું ધ્યાન આ બાબતમાં દોરાતાં દોરી લુંટાતી હોય તે વખતે વિધવાની અસહ્ય સ્થિતિનું ચિત્ર દોરી તેઓ ઘણી પોલીસીઓ મેળવી શકયા છે. કન્ની તૂટી જતાં, 'ગોળ ગોળ ફરી ઝાડના ડાળખામાં કે છાપરાં પર પરકાઇ પડતો પતંગ પત્નીવિહોણા વિધૂરની સ્થિતિનો ખ્યાલ આપે છે. કપાઇ જતી કનકવીને લોટીલોટીને લપટાવવાનો પ્રયત્ન કરતો પતંગ સંવનનનો આછો ખ્યાલ આપે છે. અને છેવટે હવે તો છૂટી પડીને જઇ શકશે નહિ એમ લાગે અને કનકવીને હળવે હળવે ઘેર ખેંચી લાવવામાં આવે ત્યારે મંગળફેરા પૂરા થઇ ગયા બાદ વહુ વર બગીમાં બેસી ઘેર આવતાં હોય તેમ લાગે છે. આથી ઊલટું કોઇ અડધીઆને નાની કનકવી લપટાવી લાવતી હોય તે જોઇને વડિલ પ્રત્યેની ફરજ અને સેવાનો ખ્યાલ આવે છે. 'અને ખાંધે કાવડ ભેરવી તીરથ કરવા જાય, માધવના આ હેતથી સૌને અચરજ થાય' એ પંકિત યાદ આવે છે. લોટતા પતંગને નીચલે કન્ને ગાંઠ બાંધવાથી યા પૂંછડું ચોંડવાથી સ્થિર થતો જોઇને વિહ્વળ છોકરાનું મન સ્થિર કરવા તેને કન્ને ગાંઠ વાળી તેને પૂછડું વળગાડી આપવું એવો સહેજે બોધપાઠ મળે છે. પંદરવીસ પતંગને કાપી જ્યારે એક પતંગને પાછો ઊતરતો જોઇએ છીએ ત્યારે વોટરલૂની લડાઇ જીતી વેલીંગ્ટન ઈંગ્લેન્ડ પાછો ફર્યો ત્યારે તેને કેવું સન્માન મળ્યું હશે તેનો ખ્યાલ આવે છે. સારો પતંગ ચગાવનાર પવન અને કપવનનો ભેદ સારી

રીતે સમજી જાય છે. પવનને પીછાની તે માર્ગે જ પોતાના પતંગને હાંકવામાં સલામતી અને સામર્થ્ય છે. અને કપવને પતંગને લઈ જવામાં અશકિત અને જોખમ છે તે એ સારી રીતે જાણે છે. ઘણા સ્ટેટોમાં સુરતીઓએ સફળતાપૂર્વક દીવાનપદ સાચવ્યું છે તેનું કારણ કદાચ અગાસીમાં તેમને મળેલી ઉપલી કેળવણી હોય તે બનવા જોગ છે.

અંગ્રેજોએ હિંદુસ્તાનને નિઃશસ્ત્ર બનાવવા છતાં પણ જે કંઈ ચેતન સુરતીની જીભ અને અંગમાં રહ્યું છે તેનું માન સુરતની હોળી અને ઉતરાણને છે. વસંતોત્સવનો પ્રધાનસૂર શૃંગાર હોય તો ઉતરાણનો પ્રધાનસૂર વીરરસ છે. પેચ એટલે યુદ્ધ, પેચ એટલે જુદા જુદા વ્યૂહ, પલટા, ફુનેહ, હરોળનો ભેદ. 'પી' એટલે સંતાતા શત્રુને બહાર લાવવાનું આહ્વાહન. સામાનો પતંગ કપાયા પછીનો "કાયપોછ" નો પોકાર એટલે વિજય મહોત્સવ, પરતી એટલે રીઝર્વ ફોર્સ. વળી તે ઉપરાંત જ્યારે દોરી પકડનારનો વિવિધ પ્રકારની સરસ્વતીથી સત્કાર થાય, જ્યારે નળિયાં ઠીકરાં દોરી પકડનારની અગાસીમાં ફેંકવામાં આવે અને ચગતા પતંગ પર ઝોલ નાખનારની અને ઓછી દોરીએ પેચ લઈ હેંચમતાણી કરનારની બહોતેર પેઢી ઉખેડી નાખવામાં આવે ત્યારે સંગ્રામનું વાતાવરણ જામે છે. અગાસી પાસેની ઓરડી એ ઇસ્પિતાલનો ખ્યાલ આપે છે. તેમાં ફસકી ગયેલા, મથાળે ફાટેલા, કમાન છટકેલા, કન્ની તૂટેલા, પતંગ સારવાર માટે આવતા જાય છે. ગુંદર, લાહી, ભાત વગેરે સારવારનાં સાધનો એ ઓરડીમાં પડેલાં હોય છે. ન સાંધી શકાય અને ન સુધારી શકાય તેવા પતંગો પોતાનું ભલું ન થાય તો પોતાના રોગથી પોતાના સંબંધીઓની અંગસુધારણા થાય એ માટે દધિચિ ઋષિની આત્મસમર્પણની ભાવનાથી ઇસ્પિતાલમાં પડયા હોય છે. બેબી, વિનુ, અને ચંદુ, વિગ્રહના ઉગ્ર વ્યવસાયમાં ન ખપ લાગે તેવી વ્યકિતઓ-ઇસ્પીતાલની નર્સો સમી સારવારનું કામ કરવા તૈયાર બેઠેલાં હોય છે. પીના હોકારા, કાયપોછના વિજયપોકાર, ઉની ઉની સરસ્વતી, ઉછળતાં નળિયાં! પવનમાં સુસવાટ કરી ઊડતા પતંગ યોદ્ધા એક પ્રચંડ સંગ્રામનું વાતાવરણ પેદા કરે છે. વળી વિગ્રહ પદ્ધતિઓ પણ સમયને અનુસાર બદલાતી જાય છે. હાલનો જમાનો ઝડપી છે, ત્વરિત પરિણામોનો

છે. જૂની પદ્ધતિના પરતીના લાંબા પેચ કેટલાકને ગમતા નથી તેથી તેઓએ તેમાં એક Blitz krig (બ્લિટ્ઝ ક્રિગ) દાખલ કરી છે. પ્રચંડ તૈયારી કરી ઓચિંતો છાપો મારવાની અને તાકીદે નિર્ણયાત્મક પરિણામ લાવવાની આ પદ્ધતિ છે. ઘણો દોરો મૂકી હથ્થા મારનારો પાછળથી આવે છે અને તમે બેફામ હો તે વખતે તમે આંખ ચોળીને જુઓ કે શું થયું તેટલામાં તમારા પતંગના પેટામાં ભરાઈ પતંગ ને દોરીનો વિયોગ કરાવે છે. આવા હથ્થા મારનારા સામે જૂની ઢરતીના પેચના નિષ્ણાતો નિઃસહાય બની જાય છે.

ચોપાટી પરથી કન્ના બાંધેલો પતંગ લાવનારને યા તો આગલે દિવસે લાવેલા પાંચ પંદર પતંગો ઉતરાણને દિવસે જેમ જેમ જરૂર પડે તેમ તેમ તેની કન્ના બાંધી ચગાવનારને સુરતની પતંગમયતાનો ખ્યાલ આવે તેમ નથી. ઉતરાણ એ કંઈ સુરતમાં એક દિવસમાં ખતમ થવાનો ઉત્સવ નથી જેટલો મુંબઈ અને સુરતના લગ્નની ઉજવણીમાં ફેર છે તેટલો જ સુરતના અને બીજા સ્થળોની ઉતરાણની ઉજવણીમાં પણ ફેર છે ઉત્સવને આગળ પાછળ લંબાવી લંબાવી આસાનીથી, ઉત્કટતાથી તેનો આનંદ લૂંટવાનું સુરતીઓને આવડે છે. લગ્નના દમામથી ઉતરાણનો ઉત્સવ ઉજવાય છે કન્યાના લુગડાં ઘરેણાં દિવસોથી વેવાવા માંડ્યા છે તેમ પંદર વીશ દિવસ આગળ દોરીની રીલ ખરીદાય છે. તેનો માંજો તૈયાર થાય છે. શોખીલા પુરુષો તો જાતે માંજો તૈયાર કરે છે જુવાનિયા થાય તેમ થોડા પતંગ દોરી અજમાયશ ખાતર વાપરી જોવાય છે લગ્નને આગલે દિવસે તૈયારીઓ પરિપક્વ થતી જાય છે તેમ ઝુંડો, નળિયા, ગુંદર, લાહી વગેરે સાધનો તૈયાર થાય છે. આગલી રાતે પતંગને કન્ના બાંધી તૈયાર કરવામાં જાય છે અને ઉતરાણની આગલી રાતે કન્ના બંધાતા પતંગો ઉત્તરાને મળી લઈ યુદ્ધની તૈયારી કરતા અભિમન્યુનો ખ્યાલ આપે છે. લગ્નનાં આમંત્રણો નીકળે છે તેમ અગાસીના આમંત્રણો પણ આગલે દિવસે નીકળી ચૂકે છે. ઉતરાણનો દિવસ એ તો આકાંક્ષાભરી દિવસોની તૈયારીનો પરિપાક છે.

સુરતીને પતંગ જાતિ સાથે ગાઢ પરિચય છે. તેને હાથમાં લેતાજ તેની જન્મભૂમિ, તેનો સ્વભાવ, તેનું વજન, તેની વૃત્તિ, તેની શક્તિનો ખ્યાલ તેને

આવી જાય છે. હાથમાં લેતાં જ તે ચગતાં ફુમકી જશે કે કામ પૂરું કરશે, છાપ ખાશે કે ચગી જશે, કન્નાશે કે સમદ્રષ્ટિથી ચગશે, લોટશે કે ધણધણશે તે કહી શકે છે. આટલું જ નહિ પણ પ્રત્યેક પતંગને તેના નામથી ઓળખી શકે છે આ સુરતની વિશિષ્ટતા છે. મને મુંબાઈની ઉતરાણનો અનુભવ છે. હું મારા મિત્ર બચુભાઇને ત્યાં પતગ ચગાવતો હતો ત્યાં બાજુએ આવીને મને કહ્યું 'મેં' પતંગ પકડયો.' કેવો છે એમ પૂછતાં જવાબ આપ્યો 'તેના પર બે ગોળા છે.' હુ સમજી ગયો કે લાડવેદાર છે. નીગ્રરુીનું અંગ્રેજી ભૂલી જતાં એક જણે Long long sticks with short short steps એવુ વર્ણન આપ્યું હતુ તે મને યાદ આવ્યું. બીજા પતંગોના પરિચય બાબતમાં પણ મારા મિત્રના ભાઇઓમા આવુ જ અજ્ઞાન જોએલું. સુરતનો છ સાત વરસનો છોકરો હોત તોયે જોઈને તરત લાડવેદારને ઓળખી શકયો



હોત. મનુષ્યના નામની વિવિધતા સુરતે પતંગના નામોમાં જાળવી રાખી છે. એ ખરું છે કે પોતાના કુતરા બિલાડી સિવાય બીજાના કુતરા બિલાડીનાં નામ જાણવા કોઈ પરવા કરતું નથી, પણ પારકાનો કે પોતાનો કોઈ પણ પતંગ સુરતી નામથી ઓળખે છે. મનુષ્યના નામમાં વિવિધતા છે, તેનાથી ઊતરતા સ્થાને જો કોઈ પણ સૃષ્ટિમાં વિવિધતા હોય તો તે પતંગની યોનિમાં છે. મનુષ્યોમાં ગોરાને ગોરિયો અને કાળાને કાળિયો કે શ્યામલાલ

કહેવામાં આવે છે. તેમ રંગ પ્રમાણે પતંગોમાં પણ કાળી, લીલી, પીળી, ભુરી, બગલું વગેરે નામો છે. પૈસો હોય તે પૈસાદાર કહેવાય છે. તેમ લાડવા હોય તે લાડવેદાર, પટો હોય તે પટેદાર, અસો હોય તે અસેદાર, તેમજ ટીલેદાર માથેદાર, શીંગડેદાર, વગેરે નામોથી પતંગો ઓળખાય છે. તે ઉપરાંત કળિયું કાગડી, આધાધીધી, પંચરંગી, અને વિવિધ નામના પતંગો છે. વળી જેમ મનુષ્ય જાતિમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શુદ્ર ચાર યોનિ છે તેમ પતંગ સૃષ્ટિમાં પણ છે. **चातुर्वर्ण्यं मयासृष्टं गुणकर्म विभागशः** એમ ગીતામાં શ્રી કૃષ્ણ પરમાત્માએ કહ્યું છે તે પતંગને પણ લાગુ પડે છે. તાવિયો, પોણિયું, અડધિયું, પૈસાવાળો એ ચાર એના મુખ્ય વર્ણ છે. શૂદ્રોમાં અનેક જાતિ છે તેમ ચોથાવર્ગમાં બે પઈ વાળી, કુગ્ગી, વગેરે ઘણી જાતિ છે. આ ચાર વર્ણવાળા સામાન્ય રીતે પોતાને યોગ્ય કુળની કન્યા પરણે છે. ઉચ્ચ વર્ણના પતંગ ગેંડા, કીશનછાપ વગેરે કુટુંબની દોરી સાથે સંગઠિત થાય છે. છેલ્લી વર્ણના પતંગ સાંકળછાપ, સાદી તેમ જ છેવટે પાટલી પર પણ ચગે છે. કેટલીક વાર વર્ણમિશ્રણથી બેતાવપાંચ ભેળા મિશ્રવર્ણ પણ ઉત્પન્ન થાય છે. શુદ્ર યોનિના અંગ્રેજી ભણતરથી ભાવ વધે છે તે પ્રમાણે મૂળ પૈસાવાળાના ભાવ હમણાં ચડયા છે. તેની કિંમત પૈસાથી વધી બે પૈસાની ત્રણ પૈસાની થઈ ગઈ છે. અંગ્રેજી રાજ્યનીતિને અનુસરીને ઉચ્ચ જ્ઞાતિના ગણાતા અડધિયા પોણિયા અને તાવિયાના માન ઘટી ગયાં છે. ને પૈસાવાળાથી માંડીને બે તાવવાળાના માન વધ્યાં છે. રાજ્યદરબારે માન પામેલા વર્ણાશ્રમ ધર્મનો ત્યાગ કરી ઉચ્ચ વર્ણની કન્યા પરણવાની આકાંક્ષા સેવે છે તેમ આ પૈસાવાળાને બેતાવપાંચ વાળા પણ પ્રથમ અપ્રાપ્ય ગણાતી ગેંડાછાપની કન્યાનું પાણિગ્રહણ કરે છે. મનુષ્યસમાજ અને જગતમાં જે જે આંદોલનો આવે છે તેના પ્રત્યાઘાતો પતંગજગતમાં પણ થયા વિના રહેતા નથી.

વળી પતંગપ્રેમે ભાષા પર પણ અસર કરી છે. એ અસર પણ સુરતની વિશિષ્ટતા છે. નીચેની વાતચીત પરથી સુરતની પતંગની પરિભાષાનો ખ્યાલ આવશે.

"કેમ ગમનભાઈ, હમણાં રમણભાઈનો પવન કેમ છે'?"

"મારી સાથે જરા કન્નાય છે." .

"કેમ કંઈ એક બાજુ ભારબાર આયવો છ કે શું?"

"નારે! મેં નાણુકાકાના ચીમનને લપટાવીને પાંચ હજારની પોલીસીમાં ભેરવેલો અને હું ઘેર ઉતારી લાવતો હતો તેવામાં તેણે લંગર નાખવા માંડ્યું."

"પછી?"

"હું ફૂંટાવીને હાથ પર ઉતારી લાયવો."

"પછી"

'એણે જે કાકાના મંધુને દસ હજારની પોલીસીમાં લપટાવેલો. તેની હું વચ્ચે પયડો. અમારા ત્રણના લાયગા. બહુ હેંચમતાણી થઈ. મંધુ કપાઇને છૂટો પડી ગયો. ત્યારથી મારી સાથે બહુજ કન્ના ય છે.'

પતંગ ચગાવવાના પણ કેટલાક અપ્રસિદ્ધ પણ સર્વમાન્ય કાયદા છે. કેટલાક બંડખોર શખસોનો અપવાદ બાજુએ મૂકતાં એ નિયમો પળાય છે. જ્યાં સુધી દોરી ને પતગનો સંયોગ છે ત્યાં સુધી તેના પર ઝોલ મારી શકાતી નથી. પતગવિહોણી દોરી કંઈ નહિ તો પોતાના સ્નેહી ઓળખીતા અને પાડોશીઓએ ન જ પકડવી જોઇએ એમ ચગાવનારા માને છે અને છાનીમાની પકડી અગાશીમાં છુપાઇ જવામાં ખોટું કે અન્યાય નથી એમ પકડનાર માને છે. કપાયલો પતંગ પકડવો એ લ્હાવો છે. તેને માટે દોટ મૂકવી પડે, છાપરાં પર કુદવુ પડે, નળિયાં ભાંગવાં પડે, બીજાની અગાશીમાં કે તેમના છાપરા પર તેમની ગેરહાજરીમાં કૂદવું પડે, એમાં વાંધો ગણાતો નથી. પણ એકવાર કપાયલો પતંગ બીજાના હાથમાં પકડાયો અને તેની 'હાથ પર' છે એમ તે બૂમ મારે તો એના નસીબનો છે એમ સમજી મન વાળવું. અને બીજે કપાઈ આવે એની રાહ જોવી. નામાવાળો આપણી દોરી પકડીને પોતાનો હાથ કાપે તેના કરતાં નળિયું મારી તેનું માથું ફોડી તેના માથામાંથી લોહી કાઢવું એ બહેતર છે એમ કેટલાકની માન્યતા છે. વળી આકાશી કાયદાના પોલીસ એક્ટ મુજબ અંધારા પછી કોઇ પણ પતંગ વિના બત્તીએ ચગી શકતો નથી. રાહદારી પખીઓની સલામતી ખાતર આ કાયદો કાઢવામાં આવ્યો છે. એને પરિણામે જેને અંધારા પછી પતંગ ચગાવવો હોય તેને પતંગ પર ફાનસ ટાંગવું પડે છે. છતાં કરવી પડે તે વસ્તુમાં આનંદ અને મોટાઈ માનવાની સુરતીને ટેવ છે. તેથી આ ક્રિયાને ફાનસ ચગાવવાની ઉપમા આપી તેમાં તે આનંદ માણે છે.

સ્રષ્ટાની સ્પર્ધા કરવાનો આ પ્રયાસ નથી ? તેં આકાશમાં સૂર્યચંદ્ર અને અગણીત તારા રૂપી દીપકો ટાંગ્યા છે તો હું પણ જ્ઞાનરૂ પતંગ દ્વારા આકાશમાં પ્રગટાવું. તારા આકાશમાં અનેક પતંગો ઊડે છે. અમે પણ અમારા નિર્મિત પતંગો ઉડાવીએ છીએ. પતંગ શબ્દ સુરતને બહુ પ્રિય નથી સુરત મોટે ભાગે પતંગને કનકવા તરીકે ઓળખે છે. છતાં પતંગ શબ્દ તેના બીજા અર્થ પક્ષીસાથે તેનું સામ્ય, તેની સંસ્કારિતા અને સાહિત્યપ્રિયતાને લઈને સુરતી તત્ત્વ કમી થવાને ભોગે પણ આ લેખાવલીમાં પતંગ શબ્દ જ વાપર્યો છે. સરસ્વતીચંદ્રે પણ પતંગને જ ઉદ્દેશીને કહ્યું છે: "પતંગો ઊડતી જેવી, હવે મારી ગતિ તેવી."

સરસ્વતીચંદ્ર ભલે માનતો હોય કે તેની સ્થિતિ પતંગ જેવી છે પણ કપાયલો પતંગ પણ એમ માને છે કે તેની સ્થિતિ સરસ્વતીચંદ્ર જેવી છે. ઉત્તરાણને દિવસે કપાતા અને કપાયલા પતંગનો કોઈ શોક કરતું નથી. એક કપાતાં બીજો નીકળે છે. કપાયલો પતંગ, દોરીથી વિયોગ પામેલો પતંગ પણ સરસ્વતીચંદ્ર જેવી જ મનોદશા ભોગવે છે. તેને પણ લાગે છે:

હતી લક્ષ્મી ! હતા તાત !હતી વ્હાલી હતા ભ્રાત !

હું ચગતો હતો ત્યારે મારે પણ વૈભવ હતો. પિતાસમ ચગાવનાર હતો. પ્રિયતમા સમ દોરી હતી. બીજા પતંગ ભાઈઓ પણ હતા પણ હવે તો—,

દીધાં છોડી પિતામાતા, તજી વ્હાલી ગુણી દારા. ચગાવનારના આનંદને ખાતર પેચ લડવા પડ્યા. દોરીનું કહ્યું માની તરી ન પડ્યો, દારૂણ બની લડ્યો.

" પિતા કાજે તજી વ્હાલી, ગણી ના વાત મેં તારી: *

થયો દારૂણ મન માન્યો,વિફળ થઈ સ્નેહની સાનો."

પોતાના જતાં દોરી નીચે પડે છે, લુંટાય છે, રૂવે છે, પોતાનાથી જે મદદ થઈ શકતી નથી તેથી કહે છે.

" હવે સુકુમાર ઉર ફાટી જતું જોવું રહ્યું બાકી,'
રૂવે તો દેવી રેવારે અધિકારી ન લોહવાને
પ્રિયાના આંસું હું ભાઈ, ન રહેવાય જોવાઈ."

એને લાગે છે કે બીજા પતંગ સાથે એની દોરીને ચગવું પડશે. ચગાવશે તેથી પોતાને ભૂલી જવાની સલાહ આપે છે. બીજા પતંગ સાથે મન મનાવી લેવાની સલાહ આપે છે.

"અહો ઉદાર વ્હાલી રે, ટકાવી દેહ રાખી રે,
ન ભુલાતું તું ભૂલી દે, વિધિનું ધાર્યું વેઠી લે,
ન જોડાતું તું જોડી દે, છૂટેલાને તું છોડી દે,
છૂટે ના તે નિભાવી લે, પડ્યું પાનું સુધારી લે:
ન ભુલાતું તું ભૂલી જા, દીસે તેને નભાવી લે,
ન ભુલાતું તું ભૂલી જા, વિધિનું પાયું તે પી જા."

પોતાને ભૂલી જનારા ચગાવનાર તરફ પણ તેને સરસ્વતીચંદ્ર જેવા વિચાર આવે છે :—

"સુખી હું તેથી કોને શું? દઃખી હું તેથી કોને શું?" હું દુઃખી તેથી કોને શું અને હું સુખી તેથી કોને શું? મારી કોને પરવા છે? એ તો લ્હેરથી બીજો પતંગ ચગાવવામાં પડ્યો છે. હું નદીમાં પડીશ, ઝાડના ડાખળામાં પડી ભેરવાઈશ, લુટાઈશ, ઝુંડવાળાના ઝુંડમાં ભેરવાઈશ. ઝુંડવાળા મને પકડવા દોડશે, લપટાવશે, મારા દેહને ઝાંખરામાં ભેરવશે, કાણાં પાડશે, ફાડશે પણ તેથી કોને શું?

# (૩) સુરતની સરસ્વતી

સાહિત્યના સર્જનમાં સુરતે સારો ફાળો આપ્યો છે. સુરતે નર્મદ જેવા કવિ લેખક અને સુધારક આપ્યા છે. નવલરામ જેવા વિવેચક આપ્યા છે. રમણભાઇ, જ્યોતીન્દ્ર, જગીરદાર અને ધનસુખલાલ જેવા હાસ્યકાર આપ્યા છે. પણ આનાથી જુદા જ પ્રકારનું એનું લાક્ષણિક લોકભોગ્ય અને લોકસર્જિત સાહિત્ય છે. લેખક લેખિનીથી સરસ્વતીની ઉપાસના કરે છે. અપવાદો બાદ કરતાં સુરતનો સાધારણ શહેરી વાચાથી સરસ્વતીની ઉપાસના કરે છે.

ગુજરાતમાં, હિંદમાં કે દુનિયામાં ગાલીપ્રદાનનો માત્ર સુરત ઇજારો ભોગવે છે એવું નથી. પણ સુરતના ગાલીપ્રદાનમાં કંઇ વિલક્ષણતા છે. એ માત્ર ગાળ નથી, ધિક્કાર, અણગમો, રોષ બતાવવાનું જ સાધન નથી. એ તો ભાષાનો એક ભાગ છે અને ભાષામાં ઓતપ્રોત છે. Self expression-આત્મનિરૂપણ નું એક આવશ્યક અંગ છે. અંગ્રેજીમાં એ અને ધી એવા આર્ટીકલ છે. સુરતના વાંગ્મયમાં એવા ઘણા છે. એનો હંમેશા અર્થ કરવાનો હોય છે જ એવું નથી. કેટલીકવાર તો તે માત્ર ભાષાના અલંકાર છે. બોલનારની ટેવ અને ઢબ મુજબ બે ત્રણ ચાર શબ્દને અંતરે કે વાક્યને અંતરે અથવા તો એકાંતરિયા તાવની માફક એક વાક્ય છોડીને તે આવે જ જાય છે. તેનાથી વાક્યના અર્થમાં કંઇ ફેર નથી પડતો. કોઇને અનુલક્ષીને બોલવાની પણ જરૂર નથી. કાવ્યના પ્રાસની નિયમિતતાથી તે આવ્યે જાય છે. એનો અર્થ કરવાનો છે કે તે માત્ર અલંકાર છે તેનો આધાર બોલનારની રીત, જુસ્સો, મગજની સ્થિતિ અને જેને સંબોધન થયું હોય તેની સાથેના બોલનારના સંબંધ પર છે.

હરેકના જીવનમાં ઉદય અને અસ્તની ઘડીઓ હોય છે તેમ સુરતના આ વાંગ્મયના જીવનમાં પણ છે. ફાગણ માસમાં તેની ભરતી ચઢે છે. હોલિકોત્સવના દિવસમાં જાહેર રીતે તેની લહાણી થાય છે. હોળીના હોળૈયાઓને ફાગણ સુદ ૧૧ થી શરૂ કરી ફાગણ વદ ૧ સુધી હોળીરાજ મળે છે. તેમાં હોળૈયાઓને

ઘણા ગુના કરવાની છૂટ વર્ષોના રિવાજ—customary right-થી મળી છે. હોળીયાઓ જતા આવતા લોકોને રોકી wrongful restraint ગેરકાયદે રોકાણનો ગુન્હો કરી શકે છે 'મકા', 'દાન' કે મીસ્તર હોળીનો પૈસો ન આપે તો રગ છાટવાની, ગાડુ અટકાવવાની, માથકની વૉલ ટ્રુમ કાઢી લેવાની ધમકી આપી extortion—નાણા કઢાવવાનો ગુન્હો કરી શકે છે આમ કરતા પણ પૈસો ન આપવાનો દુરાગ્રહ ચાલુ જ રાખે તો તેના પગ કેસુડાની પિચકારી મારી mischief બિગાડ કરી શકે છે કદાચ પિચકારી ભરેલી ન



હોય તો શબ્દની પિચકારી મારી તેમના તથા તેમના કુટુંબની પ્રત્યેક વ્યકિતનું ચારિત્ર્ય હલકુ પાડી તિરસ્કાર અને બદનક્ષીના ગુના કરી શકે છે.

હોળીના દિવસોમાં ગાલીપ્રદાન તો સામાન્ય વસ્તુ છે. હોળીના પ્રસંગે દરેક જોડકણામાં ગાળતો ડગલે ને પગલે આવે છે. પૈસો ન આપ્યો કે મૂઆ. પછી પોતાની પાછળ રાણુઓ રામબોલો કેમ બોલશે તે સાંભળવાની જીવતાં તક પ્રાપ્ત થાય છે. હોળીમાં ગાળવાળાને પૈસો ન આપવા જેટલો પણ ગુનો કરવાની જરૂર નથી. ઘરમાંથી હેકું પણ ન કાઢનાર નિર્દોષ નવી કાકીને તેના ઘરમાં પણ જંપવા ન દેતાં તેમાં તેમને ત્રીજે માળે જ હોવાનું કલ્પી તેમને એકની એક પ્રવૃત્તિમાં રોકાયલી રાખવા મથે છે. અપકાર અપકારને નોતરે છે તે ન્યાયે વૃદ્ધાવસ્થાને ઉંમરે પહોંચેલાં નવીકાકી" અગર તો ખરાં નવીકાકીના જૂના કાકા આ પ્રહારોથી ઉશ્કેરાઈ જાય છે ત્યારે હોળૈયાઓને શાલ દુપટા સાથે તેમની ભેટ પાછી આપે છે. હોળૈયાઓ તે ઝીલે છે અને ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે પાછી વાળે છે. આ આપ લેનો વહેવાર કોઈ અટકાવનાર ન મળે તો લાંબો વખત સુધી ચાલુ રહે છે. નવી કાકી કે કાકા સાંભળીને બેસી રહે તે હોળૈઆઓને ગમતું નથી. એ ખિજવાઈ ઉશ્કેરાઈ, ગાળો દે ત્યારે જ તેમને આનંદ પડે છે, અને એ ગાળો દે અને ઝીલે પછી જ તેઓનું જોશ શમે છે. ગાળો દેવાની અને દેવડાવવાની અનેક તક હોળીના પ્રસંગોએ હોળૈયાઓ ઊભી કરે છે. ઘાસ અને માટલી, સુતળી અને વાંસથી ખાટલી બનાવી કોઈ જીવતા માણસના નામની પોક મૂકી તેને બાળવા લઈ જતા હોય તેમ તેના નામ સાથે રામબોલો બોલાવી ખાટલી કાઢવામાં આવે તો તે જીવના માણસને સ્વાભાવિક રીતે ગાળ દેવાઈ જાય એ દેખીતું છે. પોતાના નામનાં પાટિયાં, દેવદારનાં ખોખાં, દુકાન પર ચડવાનાં લાકડાંનાં પગથિયાં યાને દાદર ઉંચકી લઈ જઈ હોળીમાં પધરાવવામાં આવે ત્યારે કંઈ નહિ તો માણસ ગાળ તો દે જ. અને પોતાની માલકીનો ફેંટો, ખુદ પોતાના માથા પર પહેરી મારવાડી જતો હોય તેના માથા પરથી ઊઠાવી હોળૈયાઓ દોડી જાય અને પોતાના હોળૈયાઓના દુર્ગમાં ભરાઈ જઈ હવે થાય તે કરી લે એમ કહેતો હોય તેમ મારવાડી સામું જુએ તો બીજી કંઈ નહિ તો મારવાડી ગાળ તો દે. ખુદ સંસ્કારી મહોલ્લામાંથી પણ જ્યારે હોળૈયાઓની વિજયકૂચ ચાલી રહી હોય છે ત્યારે તેમાં પણ ખુલ્લી રીતે ડગલે ને પગલે આજ મંત્રની ઉપાસના થઈ રહી હોય છે.

હોળી જેવા ઉત્સવને પ્રસંગે આવી રસલ્હાણ થા માટે એ પ્રશ્ન ઘણાને મૂંઝવી રહ્યો છે. કેટલાકનું માનવું છે. અને ખુદ હોળી પ્રસંગેના જોડકણાથી જ તેને ટેકો મલે છે કે ખુદ હોળીમાતાને ગંદુ વાતાવરણ પ્રિય છે. હોળી અંગેનાં જોડકણામાં જે ખાવાનુ, પીવાનુ અને વાતાવરણ હોળૈયાઓના મોંમાંથી બોલાવવામાં આવે છે તેમાં પણ હોળીમાતાનું વલણ દેખાઇ આવે છે. હોળૈયાને પોતાને ખાવાને માટે પણ શીરોપૂરીમાં શીરો તો કાદવનો અને પૂરી તો પત્થરની જ ખાવાનું સૂચન કરવામાં આવે છે. હોળૈયાઓ કાદવનો શીરો અને પત્થરની પૂરી ખાવા નારાજ છે અને ગાળો દે છે. પણ આ ખુલાસો પુરતો નથી. ગાલી-પ્રદાનને વિગ્રહી માનસ સાથે સંબંધ છે. ભાટચારણો દુહાથી બાથવાઓને પણ મર્દાનગીનો પાનો ચઢાવતા. સંગીતનું અને બેન્ડનું સ્થાન હાલના યુદ્ધમાં પણ છે. યુદ્ધ-માર્ચ વાગે છે અને કંઇક યુવાનોનાં હૃદય હાલી ઊઠે છે. એ મર્દાનગી બીજી રીતે ન ખીલવી શકાય તો તેનો એક રસ્તો ગાળ દેવાનો છે. ગાળ દેવાથી એમ કહે છે કે લડતનો જુસ્સો વધે છે અને ક્રિયા વધુ અસરકારક રીતે થઇ શકે છે. ઘોડો જલ્દી દોડાવવામાં, ન થતી વસ્તુ કરવામાં પણ ગાળોની જરૂર પડે છે. ગાળો અને તેનો અર્થ કંઇ ઘોડો કે બળદ સમજે છે એવું નથી પણ ગળિયા બળદ કે ઘોડાને હાંકવાના વિગ્રહમાં જે વિગ્રહી માનસ જોઇએ, જે જુસ્સો જોઇએ તે ટકાવી રાખવાનું સાધન એ ગાલીપ્રદાન છે. હોળીમાં તો ઘણી લડત છે. એક હોળી-વાળા વિજયકૂચ કરતા કરતા બીજા હોળીવાળા પર આ ક્રમણ કરવા અને વિજય-ના ચિન્હ તરીકે તેમની હોળી કૂદી આવવા જાય છે. તેઓ માને છે કે તે હોળી-વાળા સામો બચાવ કરવા તૈયાર હશે. અને લાઠી ને ડંગો ત્યાં ઉછળશે. એટલે વાતાવરણ ગરમ રાખવું જોઇએ. જોશ અને શૌર્ય ટકાવી રાખવાં જોઇએ અને તે ટકાવી રાખવા સૂત્રો ઉચ્ચારવાં જ જોઇએ એ સ્પષ્ટ છે. તેથી જ હોળી કૂદવા જતા હોળૈયાઓ ગરમા ગરમ ગાળથી જુસ્સો ટકાવતા કૂચ કર્યે જાય છે. અને ખુદ લાઠી અને ડંગ ઉછળવાનો સમય આવી પહોંચે તે વખતે લાઠી અને ડંગ પણ ઉત્તેજન વગર શી રીતે ઉછળે ? લડત અને જુસ્સો ઉત્તેજન વિના શી રીતે ટકી શકે? જ્યારે લાઠીની સાથે જીભ પણ ઉછળવા માંડે છે ત્યારે જ લાઠી ફેરવવામાં જુસ્સો આવે છે. આવો જ બીજો લડતનો પ્રસંગ ઉતરાણનો છે.

તે લાકડીની નહિ પણ દોરી અને કાગળની લડત છે. તેમાં પણ કંઈ કંઈ દાવ પેચ અને વ્યૂહરચના કરવાના હોય છે. વારંવાર ગોથ મારી પેટામાં ઘૂસવાનો પ્રયત્ન કરવા છતાં જે સામો માણસ કન્નાવી અગર તો પતંગ નીચો પાડી દઈ પેટામાં ન ઘૂસવા દે અગર તો છોકરાને સહેલ આપવાને પાટલીના દોરા પર કોઈ ફુગ્ગી ચગાવી હોય અને કોઈ પાછળથી આવીને પેચ લઈને કાપી નાખે, અગર તો અડધિયું ત્રણ રીલ પર છોડી દીધું હોય અને પાછળથી કોઈ 'લંપડી' ચગાવી હથ્થા મારી કાપી નાખે તો એને ગાળ ન દે તો શુ પૂજા કરે? ગાળ વગર ખરી વખતે લોટવાની આનાકાની કરનાર પતંગને લોટાવાય શી રીતે ? અને ચાલુ પેચના ઉત્સાહને ટકાવાય પણ શી રીતે? ચગતા પતંગ પર ઝોલ મારી તોડી લે અને નળિયાના કકડા તે અગાશીમાં પહોંચી શકે તેમ ન હોય તો ગાળ સિવાય ગુસ્સો ઠલવાય પણ શી રીતે ?

આ વસ્તુ વકીલો સારી રીતે જાણે છે. તેઓ જાણે છે કે મારામારી ગાળાગાળી સિવાય થઈ શકતી જ નથી. અને ગાળાગાળી થવાથી મારામારી થવાનો ઘણો સંભવ છે. આથી મારામારીની કોઈપણ ફરિયાદ ગાળાગાળીનો ગુનો પણ સાથે લગાડયા વિના ઘડાતી નથી. લાત પાટનો માર મારવાનો જુસ્સો ત્યારે જ આવે છે જ્યારે આરોપી પ્રથમ નાલાયક અને બીભત્સ ગાળો મોમાથી ઉચ્ચારે છે. ફોજદારી કોર્ટની ફરિયાદો સાક્ષી પૂરે છે કે માણસ મારતો જાય છે તેની પહેલાં ગાળો દેવાની શરૂ કરે છે, તેની સાથે ગાળો દેવાની ચાલુ રાખે છે અને છેવટે પાછો ગાળો દઈને એને ધમકી આપીને પુર્ણાહુતિ કરે છે એટલે જ ફરિયાદી ને આરોપી ફરી મારામારી કરશે એવી દહેશત રહે છે. એમ કહેવામાં આવે છે કે કાયદો ને વ્યવસ્થા સાચવવા રોકાયલા પોલીસો અને સોલ્જરો ગાલીપ્રદાન વધુ પ્રમાણમાં કરે છે આ વાત પણ એ જ સિદ્ધાંતનું સમર્થન કરે છે.ગાલીપ્રદાન શાંતિના સમયમા યોદ્ધાઓની લડાયક વૃત્તિ સાચવી રાખે છે. અને વિગ્રહમાં લડાયક વૃત્તિ ઉત્તેજે છે. હોળીના દિવસોમા આ ઉત્સવ ઊજવવાનો બીજો ઉદ્દેશ હોય અને તે એક વાર "કહી લાખવાનો" કોઈપણ વસ્તુનો અતિરેક થવાથી તેના પર અણગમો ઉત્પન્ન થાય છે અને ઉભરો

કાઢી નાખવાથી શાંતિ થાય છે. એક વાર ગાળી દઈ નાખી કે દેવી મટી એ ધારણાએ પણ હોળીના અઠવાડિયામાં ગાળો કેમ નહિ દઈ નખાતી હોય !

રસિક કહેવાતા સુરતને આ વાણીનું દુષણ શોભતું નથી એ ખરું છે અને તે દૂર કરવાને સ્તુત્ય પ્રયાસો પણ થયા છે. પણ ચા અને સીગરેટ પીનારને તે છોડતા જેવી મુશ્કેલીઓ નડે છે તેવી આ દષણ છોડવામાં પણ નડે છે. કોઈ પણ વાતનું ભારપૂર્વક પ્રતિપાદન કરવામાં ગાળ બોલવી જરૂરી છે, એમ રમણલાલનું માનવું હતું. પણ ગાળ બોલવાનું રમણલાલ છોડે નહિ ત્યાં સુધી ખાંડ ન ખાવાની છોટાભાઈએ પ્રતિજ્ઞા લીધેલી અને રમણલાલે છોટાભાઈને ખાતર આત્મસંયમનો ભગીરથ પ્રયત્ન આદરેલો. બીજે દિવસે પાંચ અને ત્રીજે દિવસે ત્રણ બોલાઈ. ચોથે દિવસે સાંજ સુધી એક પણ બોલાઈ નહતી. ચોથે દિવસે સાંજે રસોઈયો ન્યાતના ઓચ્છવની રસોઈના પૈસા લેવા આવ્યો હતો. ઓચ્છવની રસોઈ બગડવાથી ન્યાતમાં વધારે કચવાટ થયો હતો. રમણલાલે સભ્ય ભાષામાં રસોઈને વખોડી. "વારે સાહેબ! બધા તો વખાણી વખાણીને ખાઈ ગયા અને નવી વાત તમે કયાંથી લાવ્યા ?" રમણલાલ આ સાંભળી ઉશ્કેરાઈ ગયા. તેમને લાગ્યું કે તેમની લાગણી યોગ્ય રીતે દર્શાવી શકાતી નથી: "છોટાભાઈ ખાંડ ખાવી હોય તો કાલથી ખાવા માંડજો. આપણાથી આ નહિ બને. મોળું-મોળું આ માણસો સમજે તેમ નથી." એમ પ્રસ્તાવ કરી રમણલાલે ઝમકદાર ભાષા રસોઈઆને સંબોધી વાપરવા માંડી ત્યારે પોતાના રોષની લાગણી યોગ્ય રીતે દર્શાવાય છે એમ તેમને સંતોષ થયો અને રસોઈઆને પણ ખાતરી થઈ કે રમણલાલ પોલી વાત નહોતા કરતા, પણ રસોઈ બાબતમાં તેમની સંગીન ફરિયાદ હતી.

ઉચ્ચ ને નીચ, ગરીબ અને તવંગર કેટલેક અંશે શિક્ષિત અને અશિક્ષિતના ભેદ આ બાબતમાં ભુલાઈ જાય છે. નીચ વર્ણની સ્ત્રીઓ પણ પુરૂષો સાથે એ ક્ષેત્રમાં સમાનતા કેળવે છે. પશુ અને માનવ વચ્ચેનો યુગોનો પ્રગતિ ક્રમ તેમાં ભુલાઈ જાય છે કારણ કે જેનાથી પશુને સંબોધી શકાય છે તે જ સંબોધન માનવ

માટે પણ કરી શકાય છે. જ્યારે એક માણસને બીજાની વાંદરી કે ગધેડા સાથે સરખામણી કરતાં સાંભળીએ અને જ્યારે એક સ્ત્રીને બીજીને કૂતરી કે બિલાડી સાથે સરખાવતાં સાંભળીએ ત્યારે મનુષ્યો પોતાનામાં તેમ જ પ્રાણીઓમાં રહેલી આત્માની સમાનતા અમુક વખતે તો પિછાની શકે છે એવું ભાન થાય છે. એ ધન્ય પળ છે જ્યારે મનુષ્ય પોતાના ચઢિયાતાપણાની ખુમારી ભૂલી જઈ માણસ, પશુ, જંતુ વગેરેમાં રહેલી સમાનતા નીરખી શકે છે. વિદ્વત્તા અને રસિકતા ગાલીપ્રદાન સાથે અસગત નથી. સસ્કારી અને અસંસ્કારીના માત્ર ઉપયોગના પ્રકારો જુદા છે. એક સાક્ષરને બીજાને ખામોચિયું તરીકે વર્ણવતા સાંભળો, સાહિત્યની કટારોમા થતું વાગ્યુદ્ધ વાંચો, અને સંસ્કારી ભાષામાં દેખાતી અસસ્કારી ગાળો સાંભળો તો તમને લાગશે કે આના કરતાં ખુશાલ કાછીઓ વધુ પ્રામાણિક અને વધુ નિર્દોષ છે.

ખુશાલે જાતે જ આ વાત મારા પર ઠસાવેલી. ખુશાલને અલંકારી ભાષા બોલવાની ટેવ હતી. એક દિવસ એક સારા કુટુંબના ઘરાકે ચોળી તોળાવવા માંડયા પછી કઠણ છે એમ કહી ડચકારો બોલાવી પાછી નાખી દીધી ત્યારે ખુશાલે એ કેવી ચોળી ખાશે તેનું અલંકારિક ભાષામાં વર્ણન કર્યું. તેમ કરતાં કરતા ચોળીને છોલાટી, પોતાને પણ છોલાટી, અને ઘરાકને પણ છોલાટી. પેલા ગૃહસ્થ મારા એક વખતના શિક્ષક હતા એટલે ગુરુ પ્રત્યેના માન તરીકે મેં તેમનો પક્ષ તાણી ખુશાલને ખખડાવ્યો ખુશાલે પોતાનો બચાવ કરતા કહ્યું "એમાં મે હું કહી નાખ્યું ! મારા દિલમા કઈ છે? હોય તો હું ગંગાને એમ કહું ! મારા કાશીયાને કહું ? મારી જાતને કહું ?" દલીલ સબળ હતી. જે શબ્દોથી ગુસ્સાની લાગણી વિના માણસ પોતાના ઘરમા પોતાના સગાને સંબોધે તેમા કઈ પણ અપમાન કરવાનો ઇરાદો હોવાનુ કેમ માની શકાય ?

આ વસ્તુસ્થિતિ જોઈને જ ગાળાગાળીની ફરિયાદો માનદ મેજીસ્ટ્રેટોને ત્યાં મોકલવામાં આવતી કારણ કે તેઓ તેનુ હાર્દ બરાબર સમજતા. છેવટે "બે ભલા માણસ વચ્ચે પડવાથી પક્ષકારો વચ્ચે સુલેહ સપ જાળવવાનો બંદોબસ્ત" થતો. આવો બંદોબસ્ત એક વખત મારી હાજરીમા થયેલો. ફરિયાદીને

એક ભલા માણસે કહ્યું "એમાં તું કોર્ટમાં શું દોડી આયવો ? તારે દેવી હોય તો લે તું મારા દેખતાં એને દઇ લાખ. એને કંઇ લાગી જવાનું નથી." આરોપીએ કહ્યું ,'હા, દઇ લાખ" આનાથી ફરિયાદીને દઇ નાખ્યા સમાન સંતોષ થયો અને ફરિયાદ ખેંચાઇ ગઇ. આ પુસ્તક છપાવનાં પહેલાં મેં એક મિત્રના હાથમાં લખાણ મૂક્યું. તેમણે આ લેખ કાઢી નાખવા કહ્યું: "એ છોડી દો. સુરત માટે બીજા લખવાનું બહુ છે" મેં તેમ કરવા ના કહી. "એના વિના તો સુરતનું દર્શન અધૂરું રહી જાય." મેં કહ્યું. તેમણે મને કહ્યું 'સુરતની ગાળ વગર પણ તને ચાલતું નથી ?' મેં જવાબ આપ્યો કે તમારે તેમ જ અર્થ કરવો હોય તો તેમ કરો. શ્રી. રામચંદ્રજીએ સીતાજી માટે કહ્યું હતું તેમ હું પણ સુરત માટે કહું: **किमस्या न प्रेयः**

# (૪) ઘી સ

વર્ષોથી ટેવાયલા આપને સુરતનો દર વર્ષનો ફાગણ વદ પડવાનો ઘીસનો વરઘોડો ભલે અપૂર્વ ન લાગે પણ સુરત બહારનાને તો એ દશ્ય અપૂર્વ અને હોંશ પમાડનારું લાગવું જ જોઇએ. એની વિલક્ષણતા સમજવી હોય તો મુંબઇના કોઇ ધનાઢ્ય શેઠીઆને, કોઇ ન ઓળખીતા કે પાળખીતા, કોળી દબળા કે ઘાટીના છોકરાઓનો વરઘોડો કાઢતા કલ્પો. વરઘોડાને મોખરે મુંબઇના ધનપતીઓ, મીલમાલિકો, મોટી લિમિટેડ કુંપનીના ડિરેક્ટરો અને શેરબજારમાં રોજની હજારોની લેવેચ કરનારાઓ ને કારકનો, હોટલવાળાઓ કે પટાવાળાઓના સંગાથમાં છૂટાછૂટા કુંડાળાં રચી માથે સુરતી પાઘડી, શરીરે ડાયમંડ જ્યુબિલીમાં ચોવડાવેલા કડકડના અંગરખા અને કોરવાળાં ધોતીયાં પહેરી, ગળે મોટા ગ્રાવરવાળા નગારાં ત્રાંસાં ભેરવી તેમને નેતરના ચોપિયાથી આવેશમાં આવી ગયા હોય તેમ વગાડતા કલ્પો, તેમની પાસે તેમના સે ક્રેટરીઓને તેમના જેવો જ વેષ પહેરી નાનું ઢુંમકું ગળે વળગાડી શેઠીઆના ઢનનનન ઢનનનન, ઢુમ માથે ઢુમ ઢુમ ઢુમનો ,પ્રાસ મેળવતા કલ્પો, મુંબઇના કોઇ રાજમાર્ગમાંથી આ વરઘોડો પસાર થતો હોય અને તે જોવાને વાડીઓ, રવેશો, ઝરૂખા અગાસીઓમાં, સ્ત્રી પુરુષ અને છોકરાંની મેદની મળેલી હોય એમ કલ્પો તો સુરતના ઘીસના વરઘોડાની અપૂર્વતાનો કંઇ આછો ખ્યાલ તમને આવશે.

તમે ઘીસ કોઇ દિવસ જોઇ જ નથી? કેવી છે તે જાણતા જ નથી? સુરત તો જોયું છે ને? હરિપરામાં તો હવે બહુ આલીશાન મકાનો બંધાયાં છે. માની લોને કે તમે એવા કોઇ મકાનની લાંબી નજર પહોંચે એવા ઝરૂખા, અટારી, રવેશ, અગાશીમાં કે ઓટલા પર ઊભા છો. દરદૂરથી પ્રથમ ઘોરબકોર, ધમાલ થતી હોય તેમ સંભળાશે. જાણે કોઇની વિજય યાત્રા આવતી હોય અને તેના પાસે આવવાનો અવાજ સંભળાતો હોય. કોઇ પ્રખ્યાત દેશનેતા કે ધર્મગુરુની પધરામણી થવાની હોય તેમ તમામ ઐક અને નજર આવતા અવાજ તરફ વળી હશે, તેવામાં આઘેથી મશાલોના અજવાળાં અને તેમાં ઝબકી રહેલી

છડીઓ દેખાશે, ઢમ ઢુમ ઢુમ એમ સંખ્યાબંધ ઢોલ વાગતાં હોય તેવા અવાજો અને હોકારા સંભળાશે. વાઘની ધાસ્તી રાખશો નહિ મામલો કંઇ વાઘને બિવડાવવાને નથી પાસે આવશે ત્યાં તો તમને સાત આઠ દસનાં ટુંડાળાં દેખાશે, માથે સુરતી પાઘડી, દીલ પર કડકડતા અંગરખાં કે કોટ, ગળે સુશોભિત ઝાલરવાળી દોરીથી લટકાવેલાં નગારાં, ત્રાસાં કે ઢુમકું કે ઢોલકી જેવા માલુમ છે તેવાંજ



સુશોભિત અને સુસજ્જ તેમનાં સાધનો છે. નગારાં, ટોલકાં, તેમને વગાડવાનાં ચોપિયા બધા સુંદર ઝાલરવાળાં વસ્રોમાં સજ્જ થયાં છે. જાણે કોઈ ધાર્મિક જેહાદમાં નીકળ્યા હોય, જાણે કોઈ યુદ્ધની ટૂકડીની આગેકૂચ થતી હોય, તેમ તેમના હાથ શૌર્યથી, જુસ્સાથી ફરી રહ્યા છે. તાંબાકુંડીના આકારના નગારા પર ઢનનનન ઢનનનન ઢનનનન ઢૂમ અવાજ નીકળી રહ્યા છે. તેની સાથે ઢુમકુ વગાડનારા ત્રણ વાર ઢૂમ ઢૂમ ઢૂમ વગાડે છે પણ પાસે આવતાં તેમનાં મોંઢાં જોઈને તમને શું થઈ ગયું ? તમે ઠરી ગયા ? આગળ કોણ મંછુભાઈ શેઠ શહેર સુધરાઈના મેમ્બર છે તે ? તેમની જોડે કોણ જરીવાળા બ્રધર્સના મનસુખભાઈ શેઠ જેમની સેલમ , મદુરા, દિલ્હી, મદ્રાસમાં દુકાનો છે અને ઉત્તર તથા દક્ષિણમાં ઠેકેર આડતિયા છે તે ? તેમની સાથે કોણ છે ? નાગરિક બેંકના સલાહકાર સમિતિના ગભ્ય મહાજનના પ્રમુખ છગનલાલભાઈ? અરરર, પણ તેમની પાસે કોણ છે ? ધારીને જુઓ. ગઈ કાલે દીલાવર બ્રધર્સના ત્યાં ટોપી શીવતો જોયો તે તો નહિ ? છેલ્લો ઢુમકુ કોણ વગાડે છે ? મગન કીગધમુ ! પેરખાય પણ છે ? ક્યાં એનો રોજનો પહેરવેશ ! અને નગરલોકનો ગાર્ડન પાર્ટીમાં જતા હોય તેવો આજનો ભપકો ! મશાલોને શું કરે છે ? થોડી થોડી વારે નગારાંને મશાલો પર ધરીને તપાવે છે. જરા પણ હવાયલો હીલો કે પોલો અવાજ આજે નગારામાંથી નીકળે તે ચાલે તેમ નથી. આ ટોળું તો તમારા ઘર આગળ જ ઊભું, તમારી નજર આગળ જ જમાવટ થવા માંડી, છોકરાં વગાડે તેવાં સાધારણ નગારાં વગાડતાં નથી. ખાલી ધાવલ કે અવાજ નથી, તેમાં પણ શિસ્ત છે. કંઈ જેમબદ્ધ, શિસ્તબદ્ધ, વૈજ્ઞાનિક ઢબે વાગતું હોય તેમ લાગે છે. તે તમારા યજમાન મંદરભાઈ શેઠ ઊતર્યા. તેમણે તો હાર કાઢ્યા. બધાં ટોળાંને હાર પહેરાવ્યા. લ્યો હવે કુંડાળું આગળ ચાલ્યું જુઓ ત્યાં તો કોઈ બીજું આવે છે.

આ બીજું કુંડાળું આવ્યું, તેમાં પણ તેમ જ, પણ ઝાલરનો રંગ જુદો છે. નિશાન જુદાં છે. આ તો કંઈ જુદી જ શેરીના લાગે છે. મંઘુભાઈ શેઠની જોડેના મહોલ્લાના માણસો છે. તેમાં પણ મોટા મોટા વેપારીઓ, ધનિકો ને નાના કારીગરો છે. આ ટોળું ઊભું તમારા ઝરૂખા

નીચે જ. સુંદરભાઇએ પાછા હાર પહેરાવ્યા. આ તો ટોળાં આવ્યા જ કરવાનાં એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ, પણ આ કોનો વરઘોડો હશે? તમને જરૂર લાગશે કે કોઇ લખપતિનો, નગરશેઠનો કે સ્થાનિક મોટા અમલદારનો દીકરો પરણતો હશે. નહિ તો વળી આ શેઠીઆ ગળે નગારાં ભેરવી શેના વગાડતા નીકળે ? આ કઇ જાતનો વરઘોડો, જેમાં માજનના હાથમાં કલગી નથી, આગળ ચાલતી રામેલાની પર પરા નથી દેખાતી. મોટા વરઘોડાની મોટાઇ પોષવાને અનિવાર્ય મનાતો અમલદાર વર્ગ નથી, રસક બેંડ નથી, છગન ઢોલી નથી પણ તેને બદલે અનેક પીપી વગાડતા ઢોલીઓ છે. આ તો કંઇ અવનવો વરઘોડો છે. કેવો હશે અવનવો વર કે જેના માનમાં આ અપૂર્વ મેદની જામી છે.

આ છેલ્લું ટોળું પૂરું થવા આવ્યું ને વરરાજા દેખાયા. પણ આ વર આટલો નાનો કેમ ? શારદા એકટનો ભંગ તો નથી થતો ? અઢાર વર્ષ પૂરાં થયાં હશે ? એમને ફોજદારીની બીક નહિ લાગતી હોય? એને માથે હાલનો સાધારણ પહેરાતો સાફો નથી. પણ લપ્પાની સુરતી પાઘડી છે, લપ્પાનો જામો પહેર્યો છે. આંખમાં મેંશના લપેડા છે, કપાળે ગાજરિયું છે, હાથમાં શ્રીફળ છે, ખભે ખાંડું છે, માથે ચમ્મર છે.

આ ખરો વરરાજા કે ખોટો ? હાથથી મુદીવાળી ગંદી ચેષ્ટા કરે છે! મોઢેથી કેવુ ગંદ ને ગલીચ બોલે છે ! સૃષ્ટિને ટકાવી રાખનારા સર્જનની કેવી મશ્કરી કરી રહ્યો છે ? ને લોકોને પણ શું થયું છે ? તેમનું પણ ભાન ગયું છે. કેવુ અશ્લીલ બોલે છે? વરરાજાને ગાળો દે છે! અરરર હવે તો હદ થઇ ગઇ. વરરાજાના હાથમાં પૈસા આપ્યા અને ધબ દઇ પેલાએ એને ધક્કો માર્યો. પેલો પણ બોલતો નથી ! એના બાપા પણ એને બચાવતા નથી. પાનનો ડૂચો ખવડાવનારા મિત્રો પણ તેને બચાવતા નથી, ઉલટા મારવા લાગે છે. આ તો માર ખાતો જાય છે અને કુચેષ્ટા કરતો કરતો લોકોને જમવાનાં નોતરાં આપતો જાય છે. જુઓ તમારા મોં સામું. તમનેય તેવી જ ચેષ્ટા કરી ? કોણ છે ઓળખ્યો ? નાથિયો દુબળો; પરમ દિવસે સદશેઠને ત્યાં ઘર બંધાય છે ત્યાં મજૂરીએ આવેલી તેનો છોકરો છે. પાછળ જાદરાણી દેખાતી નથી. વરરાજાની

મા દીવડો લઈને ચાલતી નથી. માંડવામાં ન મમાય એવી જાનને લઈ નીકળેલા કેશરીઆનું કોઈ ગીત પણ ગાતું નથી. મોટા જાનૈયા માટે પાણીના લોટા ભરી રાખવાની સૂચના પણ કોઈ આપતુ નથી. વહેવાઈના ઝુંપડા જેવા છાપરાની મશ્કરી પણ કોઈ કરતું નથી. શું અશ્લીલતાથી ગભરાઈને, મુંઝાઈને જાદ-રણીઓ નાસી ગઈ ? તો બારીએથી ઘીસ ખુલ્લે કાને જાએ છે શુ કરવા ?

તમને એમ થશે કે સુરતને કંઈ જાતનું ગાંડપણ લાગ્યું છે. આ ગલીચ, અપશબ્દો, અશ્લીલતાનો કયો જાહેર અને સામુદાયિક રોગ લાગુ પડયો છે ? ગઈ કાલ તો હજી હોળી ગઈ, મશ્કરીમાં ખાટલીઓ નીકળી, રામગોલો ભાઈરામ થઈ ગયા, પોકો મુકાઈ ને બીજે જ દિવસે આ સામુદાયિક વરઘોડો નીકળ્યો. તમે પૂછો સુંદરલાલ શેઠને કે આ શુ ? સાન ગઈ કે લોકોની ? શું કહે છે તે સાંભળો ! અરે ભાઈ કયાં છે જૂની ઘીસની મઝા ! આ તો કાળ ગયા અને લીમોટા રહ્યા. બધું ઓછું થઈ ગયું. પહેલાંતો વરરાજાને માટે ઘોડોય કયાં હતો ? ગધેડું આવતું. તેના પર અવળે મોંઢે વરરાજા બેસતો. માથે ચમ્મર નહિ પણ સાવરણી ફરતી.

તમારી આકાંક્ષા વધશે. આ ઘીસ કયારથી શરૂ થઈ, કેમ શરૂ થઈ ? એનો અભ્યાસપૂર્ણ અહેવાલ જોવો છે ? તો જાઓ રા. નટવરલાલ વીમા-વાળાને ત્યા ગાંડિવ પ્રેસમાં, કબાડીએ ચકલે. સારા માણસ છે. એનું પાકીટ કાઢશે. એના પર લખ્યું છે "આ એક જ નકલ છે. ગૂમ ના થાય તે જોશોજી ન. વી.." અંદરથી નીકળશે "ઘીસના વરરાજા પરનો વાર્તાલાપ અખિલ ભારત આકાશવાણી તા. ૫-૮-૪૦ ને રોજ કરેલો." તેમાથી તમને માહિતી પૂરી પડશે.

૧૯મી સદીની શરૂઆતના સૈકામાં અરદેસર કોટવાળ નગરપાલિકાની પદવી પર આવ્યો. તેણે હોળીને અંગે થતી મહોલ્લા મહોલ્લાની મારામારી ઢેકૂાં, ઢેખાળા, બાફેલાં વેંગણ, લાકડીઓ ચાકુ અને સળીઆની મારામારી પર શકિત વેડફાતી જોઈ. તેમણે શેઠીઆઓ ને આગેવાનોને બોલાવી આવી મારા-મારી બંધ કરવા કહ્યું. તેને બદલે ઢોલ નગારાંના વરઘોડા કાઢવાનું, નગારાં

વગાડવાની કળા ખીલવવાનું કહ્યું. તેમાંથી ગીસ્તની-ઘીસની શરૂઆત થઈ. નર્મદના વખતમાં ઘીસ હતી. જેમ તેણે અગાશીમાં બેસી દુધપૌંઆવાળાના વખાણ કર્યાં છે તેમ તેણે ઘીસનો પણ પોતાના કોશમાં અર્થ આપ્યો છે.

એમની પાસે તમને બંધ થયલી બીજી ઘીસોનો અહેવાલ મળશે. બીભત્મની પચ્ચિસીમા રામી માછીઓની ઘીસનો અહેવાલ મળશે. વત્તે લત્તે નીકળતી ઘીસમાંથી ચાર ઘીસ થઈ અને ચારના અવશેષ રૂપે એક રહી તેનો ઇતિહાસ મળશે. માછીની ઘીસમાં નીકળતા વરનું રસિક વૃત્તાંત મળશે.

તમે કહેશો કે ઘીસની શરૂઆત ભલે સકારણ થઈ હોય પણ હવે આ અશ્લીલતાના ઉત્સવને લંબાવવાની જરૂર છે ? આ ભાડુતી વરરાજાનો વરઘોડો કાઢવામાં આટલાં નાણાં અને શકિત ખર્ચવાની જરૂર છે ? જે લઠ્ઠ-લડી ને મારામારી અટકાવવા આ ઘીસની પ્રથા અસ્તિત્ત્વમાં આવી તે મારામારી અને લડાલડી કરવાનું જોર અને શકયતા પણ હવે આપણી પાસે રહ્યા નથી. તો તેને અટકાવવાની પ્રથાને જાળવવાની શી જરૂર છે ?

ઘીસનાં દુષણોનાં વર્ણન કર્યા પછી તેમાં રહેલા એક મહાન તત્ત્વનો નિર્દેશ કરવો ઘટે. તેમાં રહેલી સામાજિક સમાનતાની ભાવના. ચારેપાસ જ્યાં ન્યાતનાં, વર્ણના, પૈસાના,કુલાભિમાનના ભેદ ને વાડાઓ પડ્યા છે. ત્યારે ઘીસ એવી એક જ સંસ્થા છે જેમાં દાખલો બેસે તેવી સમાનતા સધાઈ છે, સાહિત્યના નિર્મળ ક્ષેત્રમાં પણ વાડા અને મારામારી, કળાના ક્ષેત્રમાં તેમજ સામાજિક વહેવારોમાં ધનવાન અને મોભ્ભાવાળાઓને આગલી ખુરશી, લગ્નમાં ત્રણ ચાર જાતની કંકોત્રી, નાના મોટા કદની. ઘીસમાં એવું કંઈ ન મળે, શેઠ વાણોતરની સાથે ત્રાંસુ વગાડે, મોચી વાણીઆ સાથે ટોળામાં નીકળે. ઘીસ અનેક દુષણવાળો પણ સામાજિક સમાનતાનો ઉત્સવ.

ભાડુતી વરરાજાને આપણે હસીએ છીએ પણ એમાં આપણી આખી લગ્નપદ્ધતિનો, આપણા પહેરવેશનો ઉપહાસ નથી ? લેવા જેવો બોધપાઠ તેમાં નથી ? જે લપ્પાની પાઘડી અને જામો પહેરીને નીકળેલા છોકરવાદ જુવાની-

આને હસીએ છીએ તે તો દસકા પહેલાંના વરરાજાનો સામાન્ય પહેરવેશ હતો. આજે ય આપણા વરરાજાનો પહેરવેશ જુઓની. શેઠ માથે કોઈ મહારાજાની અદાથી ભાડુતી માણસોને બોલાવી ભાડુતી સાફો બંધાવે છે. શા માટે? કયા દરબારના એ મહાનુભાવ ભાયાત છે? કોઈ ભાડુતી ગરાસીઓ નીકળ્યો હોય તેમ નથી લાગતું? જો એ મહાનુભાવ આ લગ્ન સિવાયને અવસરે આઠ દહાડે એ ફેંટો ને પગમાં મોજડી પહેરીને નીકળે તો સ્ટેશન પર નિવાસ કરી પડેલી કંપનીમાંનો કોઈ શહેરમાં ફરવા નીકળેલો નટરાજ ન લાગે? ઓળખાય તો લોકો હસ્યા વિના રહે ખરા? ત્યારે તો સાધારણ દિવસે ઉપહાસપાત્ર તે લગ્નના દિવસનો આદર્શ પોશાક!

એ કામણગારા ધીસના વરરાજાની આંખ અને મોં પરની મેંશના લપેડા તમને હસાવે છે, પણ પીળી પીદી ચોળીને તાબૂતનો વાઘ બનતા ખરા વરરાજાને જોઈ તમને શુ થાય છે? આપણા વરરાજા હજી મેંશ કયાં નથી આંજતા? આપણા વરરાજા પણ નજર લાગવાથી બીએ છે. લૂણ ઊતરાવીને ઘોડે ચડે છે. ધીસના વરરાજાના હાથમાં ખાંડું છે. હસો છો એને જોઈને પણ આપણા વરરાજા હાથના શ્રીફળની અગવડ વેઠીને પણ ખાંડું લઈને નીકળે છે તે જોઈને કેમ હસવું નથી આવતું? લાઠીનો એક દાવ પણ ન આવડતો હોય તેવા મોઢે વાણિયાનો દીકરો દૂધી પણ સમારવી મુશ્કેલ પડે તેવી, ઘાટડીમાં છપાયલી, કટાયલી તલવાર હાથમાં પકડી પરણવા નીકળે એની પાછળ કેવું કરૂણ હાસ્ય છુપાયલું છે? ધારો કે સસરો પરણાવવાની ના પાડે, ધાગે કે બીજો વર આવીને માહ્યરામાં પેસી જાય તે વખતે, એનો કંઈ ઉપાય ખરો? સૈકાઓ પર એ તલવારથી કન્યાઓ જીતાતી, રક્ષાતી, પરણાતી, સચવાતી સૈકાઓ પર શ્રી કૃષ્ણે એ જ તલવારના પ્રભાવથી રુકિમણીનું હરણ કર્યું હતુ અને રુકિમણીને પાછી લઈ જવા પાછળ પડેલા રુકિમૈયાનો પરાજય કરી અર્ધી દાઢી ને મૂછ કાપી તેને પાછો મોકલ્યો જ્યારે જીવન વધુ સાહસ અને રોમાંચભર્યું હતું અને જ્યારે કાયદાનુ નિયંત્રણ નહોતુ તે વખતે તલવાર વરની શકિતની અને વહુને રક્ષણ આપવાના સામર્થ્યની પ્રતીક હતી. આજે એ શકિત અને સામર્થ્ય નથી છતાં વરરાજા ખાડું પકડીને પરણ્યે જાય છે.

ઘીસની અશ્લીલના સંસ્કારી માણસને સાલે છે છતાં લગ્ન પ્રસંગે આવું કેમ નિભાવી લેવાય છે ?

છોરો ભરૂચમાં વેચતો તો ખાસડાં ;
છોરાએ ફોડ્યા છે કૈં કૈં વાંસડા ;
છોરાને કોઇએ ન દીધી દીકરી ;
ત્યારે ..... ...... ભાઈએ દીધી દીકરી.

......... ...............

જાદરણીની કેડે કચી; વહેવાઈ કરતાં વહેવાણ ઊંચી.
વહેવાઇને ઘેર પોપટનું પાંજરું, વહેવાણને છોકરું આવે તે માંજરું.

.......................

ઘરમાં તો મંગીબેન મડયો મહાલે;
બિચારી મંછી વહેવાણનું કૈં નહિ ચાલે.

...........................

ગધેડે બેસશે રે પેલા ભાઈ કાળા,

...........................

અને પાનના ડચા? આપણા વરરાજાને શાને આટલા બધા જોઇએ? ભાઇબંધો, બિરાદરો, ઘોડાની પાસે ચાલનારા શા માટે ડઝનબંધ પાન વરરાજાને ખવડાવ્યા કરે? કેમ, બીડી ને સીગારેટ પી પીને કાળા પડેલા ઓઠની શરમ લાગે છે તેને લાલ કરવા છે? પાનનો ડૂચો ભરી, બે મિનિટમાં થૂંકી પાછું ખાવું એ વરરાજાની મહત્તા છે ? તો પછી ભલે આ મજાકના વરઘોડામાં ઘીસનો વરરાજા પણ મોઢે પાનના ડૂચા ભરે! ઘીસનો વરરાજા અને ઘીસનો વરઘોડો એ આપણા લગ્નના રીતરિવાજ અને પહેરવેશની એક આબાદ અને સચોટ બનાવટ છે.

ધારો કે હોળી ને ઘીસની અશ્લીલતાના ઉત્સવ નીકળી જ ગયા તો કંઇ ઉતરાણથી અષાઢ માસ સુધીનો ગાળો ચાલે? સુરતનું ઉત્સવપ્રિય ને મોજીલું માનસ કોઇ બીજો ઉત્સવ શોધી જ કાઢશે. પણ તેમ થશે તો

વર્ષોથી કેળવેલી આ નગારાંબાજીની કળાનું શું? નગારાં સમૂહમાં વગાડવાની કળાને સુરતે સૈકાની જહેમતથી કેળવી છે, એને કલાની કક્ષાએ પહોંચાડી છે. તેના પર સમય, શક્તિ ને પૈસાનો વ્યય થાય છે. ઘીસનાં ટોળાં, કોઈ અનુભવી અને પીઢ વકતા વ્યાસપીઠ પર ગમે ત્યારે ચઢીને ગમે તે વિષય પર ઝુકાવી દે તેમ ઘીસમાં નથી ઝુકાવતાં. એની પાછળ કૈંક દિવસોની બેઠક અને જમાવટ હોય છે. એમાં યે રીહર્સલ થાય છે. આ કળા તો મરવા ન જ દેવાય. ભલે એની અશ્લીલતા મટી જાય, ભલે ઘીસનો વરઘોડો લુપ્ત થઈ જાય, પણ એ નગારાંબાજી નર્મદના સમયનાં સંભારણાં સમી તેના શુદ્ધ કલાસ્વરૂપમાં જીવતી જ જોઈશે.

હજી યે જ્યારે હું લપ્પાની પાઘડી અને લપ્પાનો જામો પહેરી ખરા વરરાજાને પરણવા જતો જોઉં છું, તેની આંખનું કાજળ અને મોંના પાનના ડૂચા જોઉં છું, તેના હાથમાં અસલના વરરાજાની ક્રૂર મશ્કરી સમું ખાંડું જોઉં છું, વરરાજાની પાછળ ગવાતાં ફટાણાં ને જોડકણાં સાંભળું છું ત્યારે, મને હસવું આવે છે. મન કહે છે: "ઘીસના વરરાજા" ત્યાં તો આખું ય સામ્ય વીસરી જઈ યાદ આવે છે પેલી નગારાંબાજી.

ઢનન ઢન ઢનનનન ઢૂમ ઢનનનન — ઢૂમ ઢૂમ ઢૂમ.



# [૫] પુરાણું સુરત

"**આ** તે શા તુજ હાલ સુરત સોનાની મુરત; થઇ ગયા બે હાલ, સુરત તુજ રડતી સુરત" એ પંક્તિ અભ્યાસક્રમમાં શીખ્યા પછી એ સોનાની મુરત કેવીક હશે તે જાણવાની બહુ ઉત્કંઠા થતી. મસ્ત ફકીરને ભૂતકાળમાં ભૂસકો મરાવ્યો તેમ મને પણ કોઇ પુરાણા સુરતમાં ડોકિયું કરાવે તો કેવું સારું એમ મને થતું.

  

કોઇ રાજમાર્ગ જેવા પણ ધૂળિયા રસ્તા પરથી હું પસાર થતો હતો. કોઇ અગમ્ય જગાએ હું આવી પહોંચ્યો હોઉં તેમ લાગતું હતું. એક તરફથી કોઇ આંતરરાષ્ટ્રીય વસ્તીવાળા શહેરમાં જનનગરમાં હોઉં એમ લાગતું હતું. ઇરાનીઓ, આરબો, તુર્ક, ફ્રેન્ચ, આર્મીનિયન વગેરે જુદા જુદા દેશના માણસો અવર-જવર કરતાં હતાં. બીજી તરફથી ધૂળિયા રસ્તા ને મકાનોની બાંધણી અને જનસમૂહ એવો હતો કે કોઇ યુરોપીય શહેરમાં નહિ પણ ભારતીય વાણિજ્ય કેંદ્રમાં હોઉં તેમ લાગતું હતું.

એવામાં આઘેથી ઘોડાની એડીનો અવાજ સંભળાયો. કોઇ અદ્‌ભુત દૃશ્ય હું જોઇ રહ્યો હતો. એક સુંદર અરબી ઘોડા પર કોઇ સત્તાશીલ અધિકારી આવતો દેખાતો હતો. તેની આસપાસ સંખ્યાબંધ પગપાળા ધનુર્ધરો હતા. કેટલાક પાસે તે ઉપરાંત લાકી અને ચાબુક હતી. બીજા પાસે ભાલા, તલવાર, બખ્તર અને લોખંડની ગદા હતી. દરેકની કેડે કટારી લટકતી હતી.

એવામાં એક પરદેશી જેવા માણસે નવાબી ઢબે પેલા અધિકારીને કર્નીસ બજાવી દેશી માણસ પર પાકીટની ચોરીનો આરોપ મૂક્યો. તુરત પેલા અધિકારીની આજ્ઞાથી પેલા દેશીની જડતી લેવામાં આવી અને એક પરદેશી બનાવટનું નામ લખેલું પાકીટ પેલા ફરીઆદીને અપાવી દેવાની આજ્ઞા થઇ અને આરોપીને જાહેર રસ્તા પર પંદર ફટકા લગાવવાનો હુકમ થયો.

મારો બ્રિટીશ ન્યાયથી ઓતપ્રોત થયેલો વકીલ આત્મા કકળી ઊઠયો, જાગી ઊઠયો. મેં તુરત વિરોધ કર્યો કે હજી આરોપી undertrial કેદી છે. એ જ્યાં સુધી એના પરનો આરોપ પુરવાર ન થાય ત્યાં સુધી એને સજા થઈ શકે નહિ. સજા ફરમાવવાનું કામ ન્યાયાધીશનું છે. હું એમીકસ કયુરી તરીકે હાજર થઈ એનો બચાવ કરવા માગું છું.

આ ઉપરથી મને ઉરભંગ કાફીરના ખિતાબની નવાજેશ થઈ. મેં વાંધો ઊઠાવ્યો કે બોલનાર ૫૦જના ગુન્હાને પાત્ર છે. તે ઉપરથી ચાબખાવાળાઓને મારો સત્કાર કરવાની સૂચના મળી. મેં ચેતવણી આપી કે ૫૦જ ઉપરાંત



૩૭૩નો ગુન્હો પણ થશે ને મહાવ્યથા ઉદ્ભવી શકે તેવાં હથિયારોનું અસ્તિત્વ જોતાં ૩૭૪ પણ થશે કે કેમ તેનો આધાર પરિણામ પર રહેશે. તેમ છતાં જે ચાબુકો માત્ર જોઇ જ હતી તે શરીરને પીડાકારક અગર કરી શકે તેવી હતી તેની ખાતરી મને કરાવવામા આવી. મને કહેવામાં આવ્યું કે કોટવાલ સાહેબનું જાહેરમાં અપમાન કરવા બદલ હવે મને સજા થશે. મને વસ્તુસ્થિતિનું એમ ભાન થયુ કે સામાન્ય કાયદો કોઈ કારણસર અટકી ગયો હશે અને કંઇ લોક-હિતને ખાતર લડાઇની વિકટ પરિસ્થિતિને પહોંચી વળવા કોઈ ન જાણેલો વટ-હુકમ બહાર પડ્યો હશે આ ઉપરથી વાણિયાગત કરવી મને યોગ્ય લાગી. મેં કહ્યુ કે, મારે ૫૬૨ નો લાભ જોઇએ છે

આ સાભળીને કોટવાલ સાહેબ વિચારમાં પડ્યા મારી જાત પૂછવામાં આવી તેમ જ વતન પૂછવામાં આવ્યું. મેં પ્રામાણિકપણે મારું વતન સુરત અને જાત વણિકની બતાવી એ ઉપરથી કોટવાલ સાહેબે મને તેમના એક અનુ-ચરને સોપ્યો અને બીજે દિવસે તેમને મુકામે સજા માટે બોલાવ્યો. કોટવાલ સાહેબની સવારી આગળ ચાલી.

મારો રક્ષક ભલો તેમ જ બોલકણો હતો. તેને મેં ગામનું નામ પૂછ્યું ત્યારે માલમ પડ્યું કે એ તો સુરત બંદર હતું. એ બંદરમાંનુ એનો શેઠ એ ક્યા પ્રકારનુ બંદર હતુ એ પૂછતાં માલમ પડ્યું કે એ તો કોટવાલ યાને વડા પોલીસ અધિકારી હતા. શહેરની શાંતિ, કાયદો અને વ્યવસ્થાની જવાબદારી તેમના પર હતી. પરગણાની સુલેહશાંતિની જવાબદારી બીજા અધિકારીની હતી. તેમને ફોજદાર કહેતા. ચોર, લૂંટારા અને અંધાધૂધી કરે તેવાં તત્ત્વોથી પરગણાને બચાવવાનુ કામ ફોજદાર સાહેબનું હતું. શહેરમાં બે નવાબ હતા. એક કિલ્લાના સર્વોસ્વ અધિકારી હતા. બીજા શહેરની અદાલતના વડા હતા.

મેં કોટવાલ સાહેબે કાયદો હાથમાં લેવા બાબતમાં આશ્ચર્ય વ્યક્ત કર્યું, ને ઉપરથી જાણવાનું મળ્યું કે હું કોઇ બીજા જ દેશકાળમાં હતો. અંગ્રેજ વેપારીઓની કોઠી હતી. તે કોઠીમાં તેમની હકમત હતી. પરંતુ તેઓ માત્ર

વેપારી હતા. અને મોગલ સરકારને તથા તેમના શહેરના પ્રતિનિધિને ખુશ રાખીને વેપાર ચલાવતા હતા. તેમની પાસે કંઇ રાજ્યાધિકાર નહોતો. હિંદુસ્તાની ફોજદારી કાયદો અગર તો ફોજદારી કાયદાનો પ્રોસીજર કોડ જેવી કંઇ વસ્તુ જ અસ્તિત્ત્વમાં હતી નહિ. તે છતાં પદરનો લાભ આપવાની વાત ઉપરથી કોટવાલ સાહેબ અટક્યા તે જોઇને મને નવાઇ ઉપજી.

મારા રક્ષકે ખુલાસો કર્યો કે કોટવાલ સાહેબ પદર સોનાના સિક્કા સમજ્યા હોવા જોઇએ .પણ મારી જાતિ વણિક સાંભળીને તેમને લાગ્યું હોવું જોઇએ કે હું તેમને બનાવીને ઓછામાં છટકી જવા માગતો હતો. સુરત—મોગલ એરી નીચે કચરાતું સુરત-પણ તે વખતે ખુબ તાલેવંત હતું. તે ચોરાશી બદરનો વાવટો કહેવાતું. નવેમ્બરથી એપ્રિલ સુધીમાં વહાણો પરદેશથી સુરત બંદરે આવતાં અને જતાં. દુનિયાની વાણિજ્યપ્રિય પ્રજાઓ હિંદુસ્તાન સાથે વેપાર કરવા આવતી, તે સુરત આવતી. દેશપરદેશના માલનું સુરત બજાર હતું. હિંદુસ્તાનનો માલ સુરતથી પરદેશ ચઢતો અને પરદેશનો સુરતથી દેશમાં આવતો. સુરતમાં સંખ્યાબંધ ધનાઢ્યો હતા. તેમાંના મુખ્ય વર્ગો-વોરા, વાણીઆ હતા. તે પૈકીના કેટલાકનો ધનવૈભવ એંસી લાખથી પણ અધિક હતો. છતાં ધનને સ્રીના સૌન્દર્યની પેઠે છૂપું રાખવામાં આવતું. શહેરના વૈભવના પ્રમાણમાં શહેરનાં મકાનોની ભવ્યતા નહોતી. પરિચારિકાના વેશમાં સૌન્દર્ય સંતાડતી સૈરંધ્રી સમી ધનાઢ્ય શેઠિયાઓની ઇમારતો પોતાના અંતર્ગત વૈભવ ઢાંકવા પ્રયત્ન કરતી.

આરોપીને પકડવાનો કોટવાલ સાહેબનો અધિકાર હતો તેવો જ સજા કરવાનો પણ તેમનો અધિકાર હતો. એ સજા ત્યાં ને ત્યાં એટલે કે ગુન્હાના સ્થળે ચાબૂકના ફટકાથી યા તો લાકડીના ઝપાટાથી જ આપવામાં આવતી, યા તો કોટવાલ સાહેબને ત્યાં પણ અપાતી, આપી શકાતી. એમ કહેવાય છે કે ઘેર અપાતી સજામાં સંજોગવશાત ગુસ્સો ઉતરવાનો, સજા નરમ થવાનો વધુ માનવતાનો અવકાશ રહેતો.

ઘેર કામગીરી કરવાની પદ્ધતિમાં માનવતાને ઘણો અવકાશ રહે છે. અને તેની તરફેણમાં કેટલુંક કહી શકાય તેમ છે.જેણે જેણે અધિકારી સાથે કામ

પાડ્યું છે તે જાણે છે કે અધિકારીમાં ઓફીસમાં હોય તેના કરતાં તેમના બંગલે વધુ નરમાશ હોય છે. કોટવાલ સાહેબે મને ઘેર બોલાવ્યો એ એક રીતે મને ઠીક લાગ્યું. તે દરમિયાન તેમને છોકરાં છે કે નહિ, કયાં, કેવડા છે, તે કયા મળશે વગેરે પૂછપરછ મેં કરી લીધી.

મેં મારા રક્ષકને જણાવ્યું કે હું આ સ્થળ કાજનો નથી અને સુરત બંદરની જાહોજલાલી જોવા મને ફેરવવા વિનતિ કરી. શહેરને છ સાત દરવાજા હતા. ત્યાં રાતદિવસ ચોકીદારો રાખવામાં આવતા. પરિચય વિનાના માણસની પૂછપરછ થતી અને જરા પણ શંકા ઉપજાવે તેવા સંજોગો લાગે ત્યાં ઝીણવટભરી તપાસ થતી. શહેરનાં આ સાત નાકાં હતાં અને જવા આવવાનાં એ સાધનો હતાં.

મનોરંજન માટે રાણીનો બાગ હતો. તે મોગલ સમ્રાટની બહેનનો હતો. બહેનને રાણી ન કહી શકાય એટલે એ શાહજાદી બાગ કેમ ન કહેવાયો અને રાણીનો બાગ કેમ કહેવાયો તે જાણવાનું મને ઘણું કુતૂહલ થયું પણ કોટવાલ સાહેબ જેવા બાદશાહના ભૃત્ય ભૃત્ય પરિચારક ભૃત્ય ભૃત્ય- ના અપમાનના અંજામમાંથી છટક્યો નથી; તો વળી બાદશાહની બહેનનું આ સવાલથી અપમાન થાય તો મારું શું થાય એ વિચારે અટકી ગયો. તમામ સજા પૈકીની એક દેહાંત દંડની- બાદશાહ સલામતની અનુમતિથી જ થઈ શકતી હતી.

સાંજે મેં મારા રક્ષકને પૂલ પર ફરવા લઈ જવા કહ્યું. તે વિસ્મય પામ્યો. રાંદેર અને સુરતને જોડતી તાપી પર કોઈ પૂલ નહોતો પણ વારંવાર જતી અને આવતી નૌકાઓ માલ અને માણસની અવરજવર કરાવતી. ફરવા જવાની એક સુંદર જગા હતી અને તે ગોપીતળાવ.

ગોપીતળાવ દમણ દરવાજા આગળ આવેલું મનોહર, આનંદ અને વિશ્રામનું સ્થાન હતું. દમણને દાણલીલા સાથે કંઈ સંબંધ નહોતો. અને દીવ, દમણ અને ગોઆનું હાલનું મહત્ત્વ તેઓએ સંપાદન કર્યું નહોતું પરંતુ લેણદારોના ત્રાસથી અકળાયેલો માણસ સુરતથી નીકળી દમણને દરવાજે પહોંચતાં શાંતિ અને વિશ્રામ અનુભવે છે તેમ આ દમણ દરવાજાની પાસે આવેલા ગોપીતળાવે જઈને આખા દિવસનો થાક અને ચિંતા સુરતી તે વખતે ઉતારતો.

દમણ દરવાજાને ફરી વળેલું વિરાટ વૃક્ષ ગોપીતળાવ જનારને છાયા અર્પતું સોળે કળાનું પ્રતીક હોય તેમ વિશાળ ગોપીતળાવ ષટકોણિયું હતુ અને તેની એક એક બાજુ સો ડગલાં જેટલી લાંબી હતી તેને તળિયે મોટા સ્વચ્છ પત્થર જડેલા હતા. અને બધી બાજુએથી પગથિયાંની હાર નીચે ઉતરતી. એક એક પગથિયુ એક એક ફૂટ ઊંચા ખંભાતના શ્વેત સ્ફટિકનું બનાવેલું હતું. તળાવની મધ્યમા ૨૫ ફૂટ લાંબુ અને તેટલું જ ઊંચુ અને પહોળું સુંદર અને સ્વચ્છ શિલાગૃહ હતુ તેના પર ચઢવાને બે નીસરણી હતી. તળાવની પાળેથી હોડીમાં બેસીને એ શિલાગૃહે જવાતું. સમુદ્રની મધ્યમાં આવેલા નાનકડા બેટ સમુ એ રમ્ય શિલાગૃહ એની શિતળતા, સ્વચ્છતા અને શાંતિથી આહ્લાદ આપતું. ચોમાસાનું આસપાસનું પાણી તળાવમાં વહેતું અને તળાવને ભરી દેતું.

પ્રથમ વ્રજને વૈકુંઠથી પણ વહાલું ગણનાર પણ પાછળથી વ્રજના વાતાવરણ અને દિલ્હીની નીકટતાથી કંટાળેલી કોઇ ગોપીએ દ્વારિકાની દિશા તરફ પ્રયાણ કરી પોતાના નંદકુંવર માટે એક શિલાસદન સર્જ્યું હોય તેમ એક ધનાઢ્ય વણિક ગોપીના વૈભવથી જનકલ્યાણ માટે આ તળાવ બંધાયું હતું. અને તેના સંભારણામાં ગોપીતળાવ કહેવાતું. આ ગોપી એ સ્રી નહોતી, પણ પુરુષ હતો પણ તે સમયની ભક્તિ ફિલસૂફીમાં પુરુષ કોણ કોણ હતુ? પુરુષ તો એક કૃષ્ણ જ હતા. બાકીના બધા ગોપીઓ હતા.

પ્રથમ તો ગોપીતળાવનું જ પાણી શહેર પીતું પરંતુ કેટલાક વખતથી પાંચ કવા ખોદાયા હતા અને એ પાંચ કવા શહેરને પાણી તે વખતે પૂરું પાડતા હતા.

ગોપીતળાવ પર ઊભા ઊભા સર્જન અને સંહારની પ્રકૃતિની લીલા મને દેખાઇ. આ સુરમ્ય ગોપીતળાવના ભાવિ વતનની આછી નિશાનીઓ ઝીણવટથી જોતાં જણાતી હતી. લખલૂટ પૈસાથી બંધાવેલી આ કળાકૃતિના સંરક્ષણ માટે જ જાથુકની વ્યવસ્થા જણાતી ન હતી અને તેની દેખરેખ પણ તેવી રખાતી ન હતી. પાણીની વ્યવસ્થા થયા પછી તેની ઉપયોગીતાની

દષ્ટિએ કિંમત ઓછી થઈ હતી. છ ફૂટેક જેટલું તળાવ માટીથી પુરાયું હતું. મને થયું કે જતે દિવસે આ ગોપીતળાવ પુરાઈ જશે. શહેરને પાણી પૂરું પાડતા પાંચ કવા પણ નિરર્થક થતાં પુરાઈ જશે. કંઈ નવાં વિશ્રાંતિસ્થાન, કંઈ નવી જ પાણીની વ્યવસ્થા હસ્તિમાં આવશે.

એ વિશાળ કવા પરથી પાણી કાઢતી સુરતની નારીઓને મેં જોઈ. સૌંદર્ય એ જ, પણ શરમ—લજ્જા વધારે. સમય અને સંજોગને લઈને સૌંદર્ય છુપાવવાની અને બને તેટલું ઓછું બતાવવાની વૃત્તિ. નાજુકતાભરી ફૂલની કળી સમ સુકુમારતાભરી, પણ હાથ પગ અને અંગ વધુ સબળ.

તરત જ મને મારા સુરતનાં પાણીની તંગીનાં દશ્યો યાદ આવ્યાં. ક્યાં સબળ હાથો વડે સડસડાટ પાણી ખેંચી કાઢી બેડું માથે ચડાવી ઠમક ઠમક જતી પુરાણા સુરતની સુંદરી, ક્યાં ઓટલા આગળના સ્ટોપ કૉક નીચે પાણી ભરવા ઘડો મૂકીને જાણે પાણી ભરતા સ્ટોપ કૉકના થાકથી થાકેલી હોય તેવે જુસ્સે ઓટલા પર બેસી પાડોશણ સાથે જલચર્ચા કરતી હાલની સુંદરી.

મારો રક્ષક મને તેને ઘેર લઈ ગયો અને તેને ત્યાં મને રાખ્યો. તેના ઘરની જોડે હજામનું ઘર હતું. કહે છે કે વર્ષો પર તેના કુટુંબનો ધંધો ઘણો ધીકતો ચાલતો હતો. હજામ ઉપરાંત તે વૈદ પણ કરતો અને વાતો કરવામાં ઘણો કુશળ હતો. સૂતાં સૂતાં તેની છોકરીના કંઠની મધુર પંક્તિઓ મને સંભળાઈ.

"દાઢીવાળા રે તેં તો દાઢી રે કીધી મોટી
હજામને દઃખ દીધું રે, તારા રાજ્યમાં."

બીજે દિવસે મને કોટવાલ સાહેબ પાસે તેમને ઘેર રજૂ કરવામાં આવવાનો હતો. પણ વિધિના લેખ કોણે વાંચ્યા છે. અણચિંતવ્યો કોલાહલ થયો. બૂમરાણ થઈ. દોડાદોડ થઈ. ઘોડાની એડીઓના અવાજ સંભળાવા લાગ્યા. લોકો ચીસાચીસ કરીને ઘરમાં ભરાઈ ગયા. બારીબારણાંઓ ધડાધડ બંધ દેવાવાં માંડયાં. મરાઠાનાં ધાડાં શહેરમાં ધૂસી આવ્યાં હતાં. શિવાજીની લૂંટ શરૂ થઈ હતી.

ચાર દિવસ સુધી શિવાજીએ પેટભરીને સુરતને લૂંટ્યું-અરે પેટ ભરીને નહિ પણ ગાડાં અને ઊંટ ભરીને લૂંટ્યું. સુરતના શ્રીમંતો અને ગરીબો સર્વનાં ઘર બારણાં તોડીને પ્રવેશાયાં અને તમામ કિમતી માલમતા ચોરાઈ ગઈ. એ ચોરી, એ લૂંટનો ખ્યાલ જોયા વિના કાઢવો સહેલો નથી. આ દોડાદોડીમાં આ ચીસાચીસમાં ગોરખના પ્રબંધથી સોનાની ઈંટ પણ નાખી દઈને ભયમુક્ત થવા મત્સ્યેન્દ્રસમો હું બધું ફરીફરીને નિહાળી રહ્યો. માત્ર એક વાણીઆના ઘરમાંથી શિવાજીએ ૩૦ કરોડનું સોનાચાંદી અને જવાહીર અને બાવીસ શેરના વજનની મૌકિતની માળા લૂંટી. સારું સુરત લુંટાયું, ન લૂંટી શકાઈ એક કંપની સરકારની સુરક્ષિત કોઠી અને તેની આસપાસનાં રક્ષિત સ્થળો. શિવાજી મહારાજ બાહોશ હતા. તેમણે વિના વિરોધે જેટલું લુંટાયું તેટલું લૂંટ્યું હતું. પોતે ન લુંટાતા હોય તે વખતે બીજાની લૂંટ પર બહુ લક્ષ ન આપવું એવી તે વખતે પણ બીજાની, અંગ્રેજ કોઠીના અધિકારીઓની નીતિ હતી. પરિણામે શિવાજી નિશ્ચિંતજીવે લૂંટી લૂંટીને ચાલતો થયો. આસપાસ ચોમેર ભય વિસ્તર્યો હોવા છતાં અંગ્રેજ કોઠી સુરક્ષિત અને સલામત રહી.

આ લૂંટ નજરે જોયા પછી મને શિવાજી મહારાજને પૂછવાનો વિચાર આવ્યો: 'સુરતે શું કસુર કરી હતી? સુરતના સુબાની, અધિકારીની, રાજ્યના પ્રતિનિધિની તીજોરી લૂંટીને કેમ સંતોષ ન પામ્યો. સુરતના નિર્દોષ શહેરીઓને કેમ લૂંટ્યા ? આપ તો મોટા ધર્મવત્સલ હતા. જીજીમાએ તો રામાયણ અને મહાભારત તો નાનપણમાં શીખવ્યાં હતાં. આપે સુરતની જનતા જે મોટે ભાગે સહધર્મી હતી તેને કેમ લૂંટી?' આ લૂંટ નજરે જોયા પહેલાં સુરતના શહેરીઓને દુ:ખ કે ત્રાસ કરતાં શિવાજીની બહાદુરી, શિવાજીની નીડરતા શિવાજીનો ઓચિંતો છાપો, સુરતના અધિકારીઓને મહાત કરવાની તેની શકિત અને બુદ્ધિ—એનાજ વધુ વિચાર આવતા. આ લૂંટ જોયા પછી એ બધા લુંટાયેલાની આર્ત ચિચિયારીઓના પડછાયામાં પડયા.

પણ માત્ર શિવાજીની શું વાત કરવી ? સુરત તો ઘણું લુંટાયું છે અને ઘણાએ તેને લૂંટ્યું છે. શિવાજીના પહેલાં તેને લૂંટનાર હતા. શિવાજી પછી પણ

એક યા બીજે સ્વરૂપે તે લુંટાયું છે. છતાં સુરતને કોણ પૂરૂં લૂંટી શક્યું છે? સુરતનાં ધન-તેનાં ઝવેરાત-તેના સોનાચાંદી લુંટાયાં છે. પણ વિદ્યા સમી સુરતની એક અહાર્ય, એક અક્ષય, એક અનર્ઘ્ય અને એક અનુત્તમ-સુરતની રિદ્ધિ ચોરાઇ નથી. એ રિદ્ધિ તે તેનું સુરતીપણું, પૈસો હોય કે ન હોય-તો યે મોજ માણી શકવાની તેની શક્તિ. તેનો જીવનનો ઉલ્લાસ. લુંટાયેલો વૈભવ ક્યાં ગયો તેનાં નામનિશાન જણાતાં નથી. પણ લુંટાયલા સુરતનો રસાત્મા, તેનો જીવનનો ઉલ્લાસ તો આજે ય તે જ છે. તે લુંટાશે તો સુરતમાં પછી કંઇ લુંટાવાનું નહિ રહે.

કોટવાલ સાહેબ અને તેમના અનુચરો તો ક્યાંય પણ જણાતા નહોતા કદાચ તે કોટવાલ સાહેબ પોતાને ત્યાં કોઇ લૂંટારાને પકડીને તેનો ન્યાય કરતા હોય યા તો પ્રત્યાક્રમણ માટે કોઇ યોજના ઘડી રહ્યા હોય. આ અવસર મેં મારા ગમન માટે યોગ્ય ધાર્યો. કયે દરવાજેથી ભાગું અને ક્યાં ભાગું તેનો વિચાર કરતો હતો, તેવામાં "એ પૂલ પર લાંબા ટાંટિયા મત રખો" એમ પોલીસદાદાની આજ્ઞા સંભળાઇ. મેં આંખ ચોળી તો સુરતના હોપ-બ્રીજ પર પાણીની નળી પર બેની લાંબા ટાંટિયા કરી મેં ભૂતકાળમાં ભુસ્કો મારી દિવાસ્વપ્ન જેવું હતું.

---

# પંજો બીજો

## [૧] ચન્ની પડવો (ચાંદનો પડવો)

પુરાણ કાળથી ચંદ્ર પ્રણય અને રસના મૂર્તિ તરીકે પુજાતો આવ્યો છે. એની શીતળતા, એની મોહકતા, એની પ્રેરકતા, એની મીઠી આહ્લાદકતા, એની ઉન્માદકતા પર કંઇ કંઇ કવિઓએ અને લેખકોએ પોતાનાં હૃદય અને કલ્પના ઠાલવ્યા છે. એની વધતી ઘટતી કળા, એનો શશાંક, એની રૂપેરી ચાદર સમી પથરાતી ચાંદની અને એના ગ્રહણે કંઇ કવિઓની કલ્પનાશકિત ઉત્તેજી છે. એણે અને એના કુટુંબીઓ કમળ, વસંત, કુસુમ, મદન અને અનિલે વર્ષોથી કવિઓનો એવો ઇજારો લીધો હતો કે બીજી ઐહિક વસ્તુની સર્જકતા કવિઓને સ્પર્શી શકતી નહિ.એ કુટંબ સૃષ્ટાએ પોતાની સૃષ્ટિ ચલાવવા સર્જ્યું છે. એ કુટુંબનો વડીલ અને કર્તા પુરુષ ચંદ્ર છે એ કુટુંબનો ધંધો લોકોને ગાંડા કરવાનો છે. સૌન્દર્ય અને સુવાસથી વસંત વાતાવરણમા થનગનાટ ઊભો કરે છે. પોતાના સુહાગી દેહથી પ્રથમ દૃષ્ટિ હર ઘ્રાણેન્દ્રિયને મુગ્ધ કરી કુસુમવશ કરે છે. પ્રણયગીત ગાવા માંડી કોયલ કાન દ્વારા હલ્લો કરે છે સમી સાંજે ચોથો ભાગીદાર શીતળ સમીર બહાર પડે છે સ્પર્શેન્દ્રિયને તાબે કરી સારા શરીરને સ્પર્શી સફળ ક્રાંતિકાર અને બંડખોરની માફક વ્યવસ્થાની અવ્યવસ્થા પ્રથમ ઉપજાવી અરાજકતા ઊભી કરે છે અને છેવટે બહાર પડે છે સૌનો શિરોમણિ ચંદ્ર. હસતો હસતો, મીઠા કરસ્પર્શથી સ્પર્શતો સ્પર્શતો, માદક શીતળતા પાથરતો પાથરતો, સૌનાં અધૂરાં એ પૂરાં કરે છે. એની ખૂબી તો એ છે કે રંજાડે છે તો યે લોકો તેને પૂજે છે.

એ ચંદ્રદેવનો ઉત્સવ-શરદુત્સવ હાલ તો ઠેર ઠેર ઊજવાય છે. ગુજરાતભરમાં ઊજવાય છે. સુરતમાં તો એ વર્ષોથી ઊજવાતો આવ્યો છે. નર્મદે એને પોતાની તવારીખમાં નોંધ્યો છે. માતાજીના નવરાત્રના સમારંભથી શરૂ થઇ જ્યાં જ્યાં માધુર્ય છે, યૌવન છે, યુવાન હૃદય છે, ત્યા ત્યાં શેરીઓમાં, અગાસીઓમાં, વિશાળ આંગણાઓમા સ્ત્રીઓ ગરબે રમે છે રંગબેરંગી વસ્ત્રમાં સજ્જ થયેલો સ્ત્રીવૃન્દ હૃદયમાં આનંદ, ઊર્મિ, અને ભાવોને પગના ઠેકા અને તાળીઓના તાલ સાથે કંઠમાધુર્યથી વ્યકત કરે છે,

ત્યારે પુરુષ વૃન્દ એ સૌન્દર્ય નિહાળી માધુર્ય ઝીલી, આંખની મૂંગી પ્રશંસાથી ઉત્તેજન આપે છે. હવે તો એ સ્વયંભૂ ગરબા ઉપરાંત ગરબામંડળો અને ગરબાના સી સંસ્થાના વ્યવસ્થિત કાર્યક્રમ પણ વધ્યા છે. એક્કાઓ, ગાડીઓ, અને થોડાં વર્ષોથી મોટરો, એ ચન્દ્રિકાને ઝીલવા રાતે રીવર વ્યૂ પર કે લાઇન્સના રસ્તા પર નીકળી પડે છે માણેકઠારી પુનમ દૂધ-પૌંઆથી હજી યે અગાસીએ ઉજવાય છે. સર્જનજૂનો પ્રશ્ન હજી યે બે ચંદ્રને જોઇને પૂછ્યા કરે છે કે આ વધુ મધુર કે તે? શરદ પૂર્ણિમા એટલે ગરબાનું, માધુર્યનું, મીઠી શીતળતાનું પર્વ. એ ભરગુજરાતમાં ઉજવાય છે તેમ સુરતમાં પણ ઉજવાય છે.

છતાં યે સુરતની વિશિષ્ટતા છે ચાંદની પડવો. શરદ પૂર્ણિમાને દિવસે શરદુત્સવ ભરગુજરાતમાં ઉજવાતો હશે પણ શરદ પૂર્ણિમાને બીજે દિવસે ચાંદની પડવા જેવો સામુદાયિક ઉત્સવ ભાગ્યે જ બીજી કોઇ જગ્યાએ ઉજવાતો હશે. એ પણ શરદુત્સવ તો છે જ. પણ લાક્ષણિક, વિશિષ્ટ, ખરેખરો સુરતીનો એ સુરતી ઉત્સવ. એનો પ્રધાન સૂર છે નહિ સ્પર્શ, નહિ સાદ પણ સ્વાદ. મહાન વિગ્રહમાં ઇંગ્લંડ અને અમેરિકાનાં શસ્ત્રોત્પાદનનાં કારખાનાં કામ કરતાં હશે, તેનાથી યે વધુ ત્વરિત ગતિએ સુરતના ઘારી, સુતરફેણી, ઘેબર વગેરેનાં કારખાનાં ચાંદની પડવાના પાંચ સાત દિવસ આગળથી દિવસ અને રાતપાળી કામ કરે છે. કારખાનાંમાં રજા નામંજૂર થાય છે. કુટુંબજીવન જતું કરવું પડે છે. સુદર્શન ચ કન્ધારીના ઉત્પાદન, ઉત્પાદન, ઉત્પાદનનો જુસ્સો કારખાનામાં પ્રસરી રહે છે. જમનાદાસ ઘારીવાળા, દેવશંકર હરિશંકર, ધનજીભાઇ, ગણેશભુવન વગેરેની દુકાનો રોજની મીઠાઇ કે ફરસાણની દુકાનો મટી લડત સમયનાં પ્રજાકીય રણસંગ્રામનાં કારખાનાં યાને શસ્ત્રાગાર બની રહે છે. ચાંદની પડવાને દિવસે દુકાળ પડ્યો હોય, ખાવાનું ગાંડપણ લાગ્યું હોય જીવનનું એક જ કાર્ય ખાવાનું હોય તેમ દુકાનો પર માલ બંધાવવા સવારથી રાત સુધી લોકોની ઠઠ જામે છે. લડતને પહોંચી વળવા બોલાવેલ રિક્રુટો સમા સાધારણ રીતે ઘડિયાળીનો, દવાનો નોકરીનો ધંધો કરનારાં દુકાનદાર મિત્રોનાં પડીકાં વાળવા બેસી જાય છે. બહાર ખાવું, બહાર સહેલગાહે જવું, એ આનંદ ગણાય છે. આજે સારો યે સુરતનો પુરુષ વર્ગ રાતનું વાળુ કરવા સહેલગાહે

નીકળ્યો છે. રાતે આઠ વાગ્યાથી શરૂ થઇ દસ વાગ્યા સુધીમાં સારું યે સુરત બહાર નીકળી સુરતના સ્ટેશનથી તે પીપળોદના તળાવ સુધીમાં સ્ટેશન પર ચોપાટી પર, ટક્કા પર, લાઈન્સના રસ્તા પર, બંને બાજુનાં ખેતરોમાં, જ્યાં જ્યાં ખુલ્લી જગ્યા જણાય ત્યાં ત્યાં નાના જૂથમાં પડીકાં ને ટોપલીઓ લઇ બેસી જાય છે. એક્કા, ઘોડાગાડી, મોટરો આવતાંને લાવે છે અને જતાંને લઇ જાય છે. સાથે સાથે હમણાં હમણાં તો ચાલુ સીનેમાઓની ગ્રામોફોન રેકર્ડો પણ વાગતી સંભળાય છે. ભૂસા ને ઘારીને ન્યાય આપેથી જ પૂરું નથી થઇ જતું, છવન ચાહથી શરૂ થાય છે અને ચાહમાં પરિણમે છે તેમ છેવટે ઘારીને અને ભૂસાને ઠામ પાડવા સ્ટેશને ચા પીવા જવું પડે છે.

પ્રશ્ન એ થાય છે કે શરદ પૂર્ણિમા પછી આ ચાંદની પડવાનું શું પ્રયોજન ? બબ્બે ઉત્સવો કેમ ? એકથી ન ચાલે ? વિવિધ જગાએ એના વિવિધ જવાબ અને ખુલાસા મળે છે. એક તો એ કે સુરત ઉત્સવપ્રિય છે. એને એક ઉત્સવથી ચાલતું નથી, એને એક ઉતરાણથી ચાલતું નથી. માટે વાસી ઉતરાણ ઊજવે છે. અને અષ્ટમીનો તહેવાર પૂરતો નથી માટે છઠી નોમની રજા પાળે છે. એને એક બળેવ બસ નથી એટલે બ્રાહ્મણની અને બ્રાહ્મણેતરની બે બળેવ બનાવી પડવાને દિવસે બળેવનો મેળો ઊજવે છે. ઉત્સવ એક દિવસમાં ન પતાવતાં આગળથી શરૂ કરી પાછળથી લંબાવી ઊજવે છે. એમ એને શરદપૂર્ણિમા બસ નથી એટલે તેની પાછળ ચાંદની પડવો પણ જોઇએ છે.

પણ ચાંદની પડવાની જુદી ઊજવણીનો આ ખુલાસો પૂરતો નથી. શરદપૂર્ણિમા મુખ્યત્વે સ્ત્રીઓનો ઉત્સવ છે. ચાંદની પડવો મુખ્યત્વે પુરુષનું પર્વ છે. સુંદર રાત્રિએ સ્ત્રીઓને ઘેર એકલી મૂકી નીકળેલા ક્રૂર પતિ-ચંદ્ર પર ચોપ કરી અસહકાર કરતી હોય તેમ સ્ત્રીઓ ચાંદની પડવાને દિવસે દેર છે. શરદપૂર્ણિમા અને ચંદની પડવો બંનેનાં ક્ષેત્ર જુદાં છે. બંનેના કાર્યક્રમ જુદા છે. જો શરદ પૂર્ણિમાને દિવસે પુરુષો ઘારી અને ભૂસું ફાકવા બહાર નીકળી પડે તો સ્ત્રીના કંઠમાધુર્ય ઝીલે કોણ ? અને ઉત્તેજે

કોણ ? પુરુષો સાભળવાના ન હોય અને જોવાના ન હોય તો માધુર્ય ઢાલવ્યા શા કામનાં અને શણગાર સજ્યા પણ શા કામના? જો ચાંદની પડવાને દિવસે પણ સ્ત્રીઓ સાથે મળીને ગરબા ગાવાની હોય તો ચાદની પડવાને દિવસે પુરુષોનો શરદુત્સવ ઉજ્વાય છે તેવો એકઅને નિરાળો નડતર વિનાનો ઊજવાય પણ કેમ ? એકમા સ્ત્રી પોતાની પૂર્ણ કળાએ પ્રકાશે છે બીજામાં પુરુષ સીતા પછી રામ, રાધા પછી કૃષ્ણ તેમ શરદપૂર્ણિમા પછીનો આ ચાદની પડવો છે

કોઈ પૂછશે કે શરદુત્સવને ખાવાની સાથે શો સંબંધ છે ? શું શરદુત્સવ એ ખાદ્યોત્સવ છે ? શુ ખાવું એ ચાદની પડવાની ચંદ્રિકા માણવાની રીત છે? હૃદયના ભાવોને સ્પર્શે અને aesthetic sense રસવૃત્તિથી ઝીલાય તેવી ચંદ્રિકાનો ઉત્સવ આવી ક્ષુલ્લક રીતે ઊજવાય ? જીવનનો ઉલ્લાસ માણસ પોતાની વૃત્તિ અનુસાર માણે છે કોઈ કવિરાજ એ ચાદનીમા બેસી ચદ્રને વિશાળ કાવ્ય રચતો જુએ છે કોઈ ચિત્રકારને મન એ મહાન ચિત્ર સરજી રહ્યો છે અને પોતાની કળાની દૃષ્ટિએ એમાં આનદ માણે છે સગીતકારને મન ચાદનીમાંથી કઈ અપૂર્વ માધુર્ય ઢળતું લાગે છે શાંતિ અને સુલેહના પયગંબરને એ વિશ્વશાતિનો આદેશ આપતો લાગે છે પણ પુરૂરવાના મિત્રની પેઠે કોઈ સ્વાદેશને (સ્વાદ—ઈશ) ને મન તો એ મધુરમા મધુર સ્વાદ ઝરતું ખાદ્ય છે ખાવાને સુરતે કલા ગણી છે, એને બઢાવી છે, તેથી ચાદની પડવો એ મહાન ખાદ્યોત્સવ બન્યો છે

ચિત્રકાર, કવિ, સંગીતકાર કે કલાકારની માફક સુરતીઓ પણ એ રસરાજ ચદ્રને પૂરેપૂરા ઝીલી લેવા માગે છે પણ ચાદનીને ઝીલી લેવાની મુશ્કેલી ખુદ કવિશ્રી ન્હાનાલાલે પોતાના નીચેના મધુર રાસમા વર્ણવી છે કઈ નહિ તો કવિશ્રી ન્હાનાલાલને એ મુશ્કેલી લાગેલી એવુ સદ્ગત નરસિંહરાવભાઈએ સમજાવ્યુ છે —

ચંદ્રીએ અમૃત મોકલ્યાં રે બેન;
ફૂલડાં કટોરી વીણી લાવ, જગ માલણી રે બેન;
અમૃત અંજલિમાં નહિ ઝીલું રે બેન.

અંજલિમાં ચાર ચાર ચાળણી રે બેન;
અંજલિમાં છુંદણાના ડાઘ, જગ માળણી રે બેન
અમૃત અંજલિમાં નહિ ઝીલું રે બેન.

ઝીલું નહિ તો ઢળી જતાં રે બેન;
ઝીલું તો ઝરે દશ ધાર જગ માલણી રે બેન;
અમૃત અંજલિમાં નહિ ઝીલું રે બેન.

સુરતી આથી જ ચંદ્રીને હાથથી નથી ઝીલતો, માત્ર આંખથી નથી ઝીલતો, છુંદણાના ડાઘથી નથી બગડવા દેતો. આંગળીઓની વચ્ચેથી નથી ઢળી જવા દેતો. સીધો પેટમાં જ પધરાવી દે છે. સુરતી ચંદ્રને જ ખાઈ જવા માગે છે. ચાંદનીને પી જવા માગે છે. ચંદ્ર સુધી પહોંચી ન શકવાથી તેણે તેના પ્રતીક ઊભાં કર્યાં છે. સફેદ દૂધ જેવી પૂર્ણ ચંદ્રાકારની ઘારી, રસરાજના આકારનાં સુતરફેણીનાં શ્વેત ચકરો, ગોળ ઘેબરનાં વર્તૂળો, કચોરી અને રતાળુની પુરીઓ એ ખાવાના પદાર્થો નથી, પણ ચંદ્રની પ્રતિમા છે. સુરતી ખાવાના પદાર્થો ચાંદની પડવાને દિવસે ખાઈ રહ્યો નથી પણ વિવિધ પ્રકારે એ ચંદ્રને સીધો ઉદરમાં ઊતારી રહ્યો છે. પ્રભુ પણ રીઝે છે ત્યારે ભક્તને પોતાનામાં શમાવી દે છે, મીરાંને પોતાનામાં શમાવી દીધી હતી. તેમ ચંદ્ર પર ફીદા થયેલા સુરતીઓ ચંદ્રને પોતાનામાં શમાવી દે છે. પૃથ્વી ગોળ છે, ચાંદની પડવાનો ચંદ્ર ગોળ છે, ઉદર ગોળ છે, ખાવાની મુખ્ય વસ્તુઓ ગોળ છે. પૃથ્વી, ચંદ્ર અને ઉદરે એક મહાન સંવાદ (harmony) સમાનતા, તદ્રુપતા સાધી છે. એ તદ્રુપતાને સ્વીકારી પૃથ્વી પર બેસી સુરતી ચંદ્રને, ચંદ્રની ગોળ પ્રતિમાઓને ઉદરમાં ઊતારે છે.

ઉત્સવની ઊજવણી માટે કોઈ અવગતિયાના કારખાનામા પડેલા મનુષ્ય-પ્રાણીઓના અપવાદ સિવાય તમામ વ્યવસાયો બંધ પડ્યા છે વકીલોની બ્રીફની દોરી તે રાતે છૂટતી નથી દાકતરોની વીઝીટો બંધ છે શું કરે? વકીલને મળવા કે દરદી થઈ દવા લાવવા તૈયાર કોણ છે? નસીબ અજમાવનારાઓ પણ નસીબ અજમાવવાનું મોકૂફ રાખે છે હોટલો રાતભર ખુલ્લી છે જીવનની એઈ ઉજ્જ્વળ ઘડી સમી વર્ષની રાત્રીઓમાંની ઉજ્જ્વળ રાત છે

જેવું સુરતી પર્વ છે તેવું સુરતી નામ છે કવિશ્રી ન્હાનાલાલે ચંદ્રિમ માટે ચંદ્રી શબ્દ વાપર્યો તે માટે કવિશ્રી નરસિંહરાવે વાધો ઊઠાવેલો કે ચદ્રી શબ્દ બરાબર નથી, ચંદા જોઈએ સુરતીઓએ તો એ ચંદ્રીમાંથી પણ અડધો ર ઉડાવી દીધો છે ચાદની પડવો સામાન્ય રીતે ચંદની-ચંદી પડવો કહેવાય છે કોઈ તો વળી ચન્નીપડવો કહે છે સામાન્ય સુરતીઓ ખોટા વિવેકમાં બિન-જરૂરી શિષ્ટાચારમાં નથી માનતા સટોડીઆમાં તો બાબુભાઈ ડાહ્યાભાઈ—બાબુ ડાહ્યો, અને નાનાલાલ મગનદાસ, ન્હાનો કે નાનકો મગો બની જાય છે વ્હાલપમાં નામ ટૂંકાય છે ચાદની પડવો એમ ટૂંકાઈને ચદની - ચન્ની પડવો બન્યો છે

કવિશ્રી ન્હાનાલાલની પંકિતઓ સુરતીની નજરે પૂરી કરુ તો '

ઝી | મારી ધારી સુતરફેણીમાં રે બેન,<br>
ઝીવું કચોરી ઘેબર માહ્ય જો,<br>
ચદ્રી ઝી | સીધી મારા પેટમાં રે બેન

———

## [૨] સુરતનું જમણ અને સુરતનું મરણ

સુરતનું જમણ અને કાશીનું મરણ એ કહેવત જ મને તો અનુચિત લાગે છે. એક તો જમણ જેવા આનંદ અને ઉલ્લાસમય પ્રસંગની સાથે મરણ જેવો શોક અને ગમગીનીભરેલો પ્રસંગ ભેળવવો એ જ બહુ અજુગતું છે. સુરતનું જમણ એ શબ્દોચ્ચાર માત્રથી રસેંદ્રિય ઉદીપ્ત થાય છે. પાટે બેસવાના અને પીરસવાના નોંતરાથી માંડીને જમી રહ્યા હોય તે ઊઠજો સુધીનાં દૃશ્યો ચલચિત્રો સમાં પસાર થાય છે. રંગબેરંગી વસ્ત્રો, ઝાંઝરના ઝણકાર, પીરસનારાઓની પીરસવાની ધમાચકડીનાં સંસ્મરણો ખડાં થાય છે. તેની સાથે ઘડીભર જીવનની અસારતા દાખવી જીવન પ્રત્યે વૈરાગ્ય ઉત્પન્ન કરનાર રૂદન શોક, અને ખરખરાનાં દૃશ્યો ખડાં કરનાર મરણનો નિર્દેશ અને સરખામણી અત્યંત અસંગત છે.

આમ છતાં જમણ અને મરણ બંનેને સરખાવવાં હોય તો સુરતના જમણની વિશિષ્ટતાની સરખામણીમાં મરણની વિશિષ્ટતા માટે કાશી સુધી જવાની આવશ્યકતા નથી. સુરતનું મરણ એ કાશીના મરણ કરતાં કોઈ પણ દરજ્જે ઊતરતું નથી. મરવાની કે મરતાં અટકવાની કંઈ પણ સગવડ કાશી કરતાં સુરતમાં ઓછી નથી. પ્રાણવાયુ દેહનો ત્યાગ કરે ત્યારથી માંડી વૈતરણી વગેરે સ્થળેથી પસાર થઈ ધર્મરાજાના દરબારમાં જાય તે સમસ્ત મુસાફરીની સગવડ માટેનાં સાધન સુરતમાં તેટલાં જ સુલભ છે. એટલું જ નહિ પણ જો કવિ કાલિદાસે મેઘને બતાવેલો રસ્તો જ સ્વર્ગનો નિર્ણીત રસ્તો હોય તો સુરતનું સ્ટેશન કાશીના સ્ટેશન કરતાં ધર્મપુરીના ટર્મિનસથી વધુ સમીપ છે. એટલે મુસાફરીનો થાક પણ સુરતથી ઓછો લાગે તેમ છે. જો કાશીના તીર્થધામની પવિત્રતા મરણ માટે શ્રેયસ્કર હોય તો સુરત પણ તેવા જ બલ્કે તેથી પણ વધુ યશસ્વી તીર્થરાજ અશ્વિનીકુમાર ધરાવે છે. જો મહાદેવની જટામાંથી નીકળી અધ:પાત અનુભવતી સ્નાનથી પવિત્ર કરતી જાહ્નવીના પુનિત તટ પર કાશી ઊભું હોય તો સૂર્યની પુત્રી અને સ્મરણ માત્રથી વિમળ કરતી તાપીના પુનિત તટ પર સુરત ઊભું છે. તેમ જ તે જ તાપીના તટ પર અશ્વિનીકુમારનું ધામ છે.

જે કાશીમા ભાલ પર અર્ધચંદ્ર ધરાવતા શ્રી કાશીવિશ્વનાથ હોય તો સુરતમાં ધારીસમા પૂર્ણચંદ્ર ધરાવતા દેવશકર છે, તેમ જ બાલાજી રોડ પર ખુદ કાશી-વિશ્વનાથ અને નજીક કતારગામમા સ્વયભૂ કતારેશ્વર છે કાશીમા પ્રખર પંડિતો હશે તો સુરતમા પણ પાઠશાળાઓ છે અને વગર પાઠશાળા ગયે, વિના પરીક્ષા આપે દશાથી તેરમા સુધીની ક્રિયા, માસીસા તથા શ્રાદ્ધ તમે સમજો પણ નહિ તેટલી બાહોશીથી અને અનુભવથી કરાવનારા ગોરો છે જો બ્રહ્મભોજનની અનુકળતા કાશીમા હોય તો તેથીયે પ્રબળ ઉત્સુકતાથી હરહર ભોળાનાથની ઘોષણા સાથે બ્રહ્મભોજન કરી અતિમ શ્રેય અર્પનાર ભૂદેવો સુરતમાં પણ છે

કાયદાની દ્રષ્ટિએ મરનારના મરણ બાદ કંઈ મિલકત યા હિત રહેતા નથી એ ધોરણે મરનારની દ્રષ્ટિ છોડી જીવતાની દ્રષ્ટિએ તપાસીએ તો પણ સુરતનું મરણ વખાણવા જેવું છે સુરત મરણને ફિલસૂફીની નજરે નિહાળે છે, કવિ કાલિદાસની પેઠે મરણને દેહીની પ્રકૃતિ લેખે છે કોઈ યુવાનના યા કારમા મૃત્યુના અપવાદ સિવાય ભૂસા અને ચાપાણીના જીવન સાથે વણા-યલા કાર્યક્રમ અગ્નિસસ્કાર પછી પાર્મેની હોટલમા અમલમા આવે છે મરનારનો પ્રતિનિધિ એ સગવડ આપવાની પોતાની ફરજ સમજે છે એટલુ જ નહિ પણ ત્રણ કલાક દરમિયાન સાહિત્ય, સમાજ, રાજકરણ, વગેરે અનેક રસપ્રદ વિષયો પર, જ્ઞાતિના છોકરા છોકરીનાં ચારિત્ર્ય પર ચર્ચા કરવાની તથા વિચારોની આપ લે કરવાની સુદર તક સ્મશાન પૂરી પાડે છે કહે છે કે અમુક જ્ઞાતિમાં તો પત્ની મરી ગઈ હોય તો પતિના બીજી વારના વિવાહનુ પણ ત્યાં જ ગોઠવવામાં આવે છે

મરણ જેવા અનિષ્ટ બનાવમાથી પૂરેપૂરૂ ઇષ્ટ કાઢવાની અગમચેતી સુરતીઓએ વાપરી છે. તીર્થરાજ અશ્વિનીકુમાર સુરતથી માઇલો દૂર છે અને સુરતના સુકુમાર યુવાનને જે કસરતની ખાસ જરૂર છે તે પ્રસગે આપોઆપ સ્મશાન જતાં મળી રહે છે

કાશીનું મરણ સુરતના મરણ કરતા ચઢિયાતુ છે એ તો બને જગાએ જોયે

મરી જાણ્યું હોય તે જ માણસ ખાતરીપૂર્વક કહી શકે. કમનસીબે જીવનમાં એક જ વાર મરી શકાય છે અને એક જીવનને અંતે મરી ગયા પછીની ઘટનાને બીજા જીવનમાં યાદ રાખવાની શક્તિ મનુષ્યને બક્ષવામાં આવી નથી. એટલે જાતઅનુભવથી સુરત અને કાશી બંને જગાએ મરણનો અનુભવ કરી કાશીનું મરણ ચઢિયાતું છે એમ કહેવું શક્ય જ નથી. આમ છતાંયે કાશીનું મરણ ઇષ્ટ છે એમ ગણીને ચાલીએ તો પણ કાશીમાં મરવાનું ધ્યેય રાખવું એટલે જિંદગી વેડફી નાખવા જેવુ છે. વકીલો વીલમાં લખે છે તે મુજબ મરવું એ મનુષ્ય માત્રનો હક છે અને જિંદગીનો ભરોસો નથી એટલે કાશીમાં જ મરવાનો મનસુબો કર્યો હોય તો કયે વખતે મરણ આવશે એ નિશ્ચિન ન હોવાથી કાશી છોડી શકાય જ નહિ. આમ કાશીમાં મરવાને ખાતર કાશીને જ વળગી રહી સુરતના જમણને ગુમાવવા કરતાં મૃત્યુને હસ્તામલકવત્ ગણી સુરતમાં જમ્યા જ કરવું એ જ ડાહ્યા માણસનું લક્ષણ છે. સાધારણ રીતે રોગો અજમાવાતી અનિયમિતતાને લઇને થતા હોવાથી અને અનિયમિતતા મનુષ્યની પ્રકૃતિ હોવાથી સુરતમાં જમ્યા કરવાથી કોઇક દિવસે વિકાર થશે અને તીર્થરાજ સમીપે દેહ પડશે એ સંભવિત છે.' ભલે લોકોકિત એમ હોય કે સુરતનું જમણ અને કાશીનું મરણ પણ હું તો અહર્નિશ એમ જ માનું છું કે સુરતનું જમણ અને સુરતનું મરણ.

કદાચ સુરતનાં મરણ બાબત બે મત હોય તો પણ સુરતના જમણની શ્રેષ્ઠતાની બાબતમાં તો બે મત નથી જ. પણ એ મત ધરાવનારી પ્રત્યેક વ્યકિત એ એ જમણની શ્રેષ્ઠતાનું સાચું સ્વરૂપ નિહાળ્યું હશે કે કેમ તે શંકાસ્પદ છે. સુરતના જમણની સાચી વિશિષ્ટતા શી છે? એનાં તાજાં શાકભાજી? એની રસમય વાનીઓ? કતારગામની પાપડી, ભાઠાનાં રવૈયાં, વરાછાનું રતાળુ, જમનાદાસ અને દેવશંકરની ઘારી કે શાંતિની બરફી? વિશિષ્ટતા એની સપ્રમાણ અને લહેજતદાર રસોઇમાં છે કે પીરસતી રમણીના હાથમાં અને અવાજની હલકમાં છે? આ બધામાં કંઇ કંઇ અંશે સત્ય છે પણ પૂરું સત્ય નથી. સુરતના જમણની વિશિષ્ટતા માત્ર જમણનાં સાધનમાં નથી, માત્ર રસોઇ કરનારામાં

નથી, માત્ર જમવાની જ અને જમાડવાની પદ્ધતિમાં નથી, પણ ન્યુથીએટર્સના બેકગ્રાઉન્ડ સંગીત સમી જમણની પાછળ રહેલી ભાવનામાં જમણનો આનંદ માણવાની, રસોલ્લાસ ઝીલવાની અને બહેલાવવાની શક્તિમાં છે. સર્વશ્રેષ્ઠ વાનગીમાં કે સાદામાં સાદા જમણમાં પણ એ વિશિષ્ટતા હાજર હોય છે.

સુરતને મન જમવું એ કંઇ જીવન નભાવવાની આવશ્યક ક્રિયા નથી. પેટનો કર ચૂકવવાનો યાંત્રિક ક્રમ નથી. પણ જમણ એ જીવનનો અગત્યનો ક્રમ છે. રસોઇ એ કળા છે. ભલે ડાહ્યાઓ કહેતા હોય કે જીવવા માટે ખાવાનું છે, ખાવા માટે જીવવાનું નથી, પણ એ તો પોતે પશુ કરતાં ઘણો વિકાસ સાધ્યો છે એમ બતાવવાનો પ્રયાસ છે. સુરતને મન ખાવા માટે જીવવાનું છે, તરતના ન્યુમોનિયામાંથી સારા થયેલા દરદીને ડૉક્ટર એમ કહે કે ચાંદની પડવાની રાત્રિએ શરદીમાં બહાર ન નીકળતા તો દરદી માનશે? મોં આવી ગયું હોય એવા માણસને જમણના એક મુખ્ય અંગ સમાં ઢોકળાં ન ખાવાનું યા તેલ વિના ખાવાનું ડૉક્ટર સમજાવશે તો તે દરદી માનશે? જીવનમાં ચાંદની પડવો ન મ્હાણી શકાય તો જીવીને શું કામ છે? અને સ્વાદરહિત જીવન જીવવાનું હોય તો જીવીને શું કામ છે?

સુરત બહાર એ ભાવના, એ વાતાવરણનો અભાવ છે. જમણ પાછળની એ ઉત્સુકતા નથી, એને સફળ કરવાની તમન્ના નથી, સફળ જમણનો આહ્લાદ લેવાની કે કદર કરવાની શકિત કે ઇચ્છા નથી. લવિંગ જેવા ઝીણા વીણીને આણેલા ભીંડા અણઘડ રસોઇયો ખરાબ રીતે સમારીને બગાડે નહિ તે અટકાવવા સાધન સંપન્ન શેઠ બીજે છરી લઇને શાક સમારવા બેસતો નથી. તાજું શાક લાવવાનું કામ એ તો જાણે કોઇ પણ કરી શકે તેવી વસ્તુ હોય તેમ ધારીને કે અણઘડ માણસને સુરતમાં સોંપાતું નથી. જમણ માટે સામગ્રી લાવવામાં, રસોઇયો શોધવામાં, વાડી રાખવામાં માલિક સુરતની પેઠે અંગત ધ્યાન આપશે? મુંબઇમાં તો જમણ માત્ર એક યાન્ત્રિક ક્રમ થઇ પડ્યો છે. નથી તેની પાછળ આમંત્રણનો પ્રબંધ, નથી તેડાં, નથી અબોટિયાં, નથી જમણ પાછ-

ળનું આનંદમય અને ઉલ્લાસમય વાતાવરણ. છાપેલા કાગળને માન આપી ઘરમાં પહેરીએ તેવું ધોતિયું અને ખમીસ પહેરીને નિયત સમયે જમવા બેસી જવાનું અને ભાડુતી પરિયા યંત્રની જેમ ભાડુતી અદાથી પીરસી જાય તે ખાવાનું મને આ વખતે કવિશ્રી ન્હાનાલાલનું 'ચંદ્રીએ અમૃત મોકલ્યાં રે લોલ' એ કાવ્ય યાદ આવે છે તે મનમાં બોલાઇ જાય છે 'કાબાએ અમૃત વેડફ્યાં રે લોલ'

ક્યાં આ યાન્ત્રિક રસહીન માથાના ઉતાર જેવું જમણ અને ક્યાં રસનતરી સુરતનું જમણ! ક્યાં સુરતનો ઉલ્લાસ, આનંદ, કેટલો તેની પાછળ શ્રમ અને સેવા! જમણની ત્રણ ચાર દિવસ આગળથી તો ખબર પડી જાય કે અમુક જણને ત્યાં જમણ છે જમણને દિવસે નવરે તો શાક સમારવાના અને પાટે બેસવાનાં, પીરસવાનાં પણ નોતરા મળી જાય. વકીલ અને ડોક્ટર, વેપારી અને વૈદ્ય, જરીવાળો ને ચોકસી, શેઠીઓ ને કારીગર સાથે બેસી શાક સમારે ને વચ્ચે પાન બનાવતા જાય, વચ્ચે ન્યાત જાતની અને દેશપરદેશની ચર્ચા કરતા જાય. પછી સાંજે કબાટમાં પુરાયલાં અબોટિયા અને રેશમી ખમીસ બહાર નીકળે. જીવનમાં પ્રાધાન્ય અનુભવતી, સ્ત્રીની પ્રથમ પંગત પડે, અને પીરસવા નીકળે નહિ ભાડુતી પરિયા પણ ન્યાતનો મેડીલો યુવકવર્ગ અને પ્રૌઢ છતાં યુવાન એવો પ્રૌઢ વર્ગ. એ પીરસવામાં આગ્રહ છે, યોગ્યતાની કદર છે ન છાંડવાનો નિશ્ચય કરીને આવેલા સૌ દર્પને છડાવવાની શક્તિ છે એમના ઘડા માના જળ એ માત્ર મુંબઇમાં પિરસાય છે તેવા પાણી નથી પણ 'પાણી મીઠાં ગંગા જળ' છે ઉજાણીના સમયે જીવનના કંઇ કંઇ પુસ્તકો ઉકેલાય છે અને હૃદયના મર્મ સમજાય છે હૃદય આંખે ચઢી બોલે છે, સ્ત્રી અને પુરુષના સમાગમમાં સંકુચિતતા અનુભવતા હિંદ સમાજમાં જમણ એક ઉભય જાતિને સંપર્ક સાધવાની તક છે પીરસનારના મો ઉપર સ્મિત છે એના શરીર પર પરિયા ધોતિયું અને બંડી નથી પણ શ્વેત અબોટિયું અને રેશમી ખમીસ છે એ માત્ર કિંમતી વસ્રો નથી પણ એના ઉમંગ અને ઉલ્લાસના પ્રતીક છે ઘણા સુતરાઉ વસ્રના હિમાયતીઓએ સવાલ ઉઠાવ્યો છે કે સ્ત્રીઓ તમામ વસ્ર પરિધાન જમણ વખતે રેશમી કરે છે? ન હોય તો સમાનતાના જમાનામાં



પુરુષ પર નિયંત્રણ કરી તેમને કેમ અન્યાય થાય છે? શું પુરુષોએ રેશમી વસ્રો જ પહેરવાં અને સ્રીઓ એટલી વિશુદ્ધ કે તે સુતરાઉ કપડાંથી અલિપ્ત છે? એનો જવાબ એ કે સ્રીઓએ રેશમી કપડાં પહેર્યાં છે એમ દેખાય છે તો રેશમી કપડાં નથી એમ શા માટે માની લેવું? ખુદ ભવભૂતિએ કહ્યું છે કે તિર્યંદિન અને વહ્નિ તો સદા પવિત્ર છે. આમ જ હોય તો ઈર્ષાની આગ જેમાં અહર્નિશ બળે છે તેને વળી રેશમી વસ્રનાં બંધન શાં?

સુરતના જમણ પાછળ માત્ર જીવનનો ઉલ્લાસ નથી પણ મહાન યોગીની, તત્ત્વવેત્તાની ફિલસૂફી છે તેની યોજનામાં માણસને તાવવાની કસોટી છે એકાગ્રતા અને ચિત્તવૃત્તિ નિરોધનું જમણ એ વિકાસગુરુ છે. બીજે બધે માત્ર જમનારાઓને જ આમંત્રણ આપવામાં આવે છે. સુરતના લગ્નના જમણમાં પાટે બિરાજવાના એટલે કે જ્યાં નાત જમવાની હોય તેની આગળ માંડેલી

પાટ પર પાઘડી પહેરી, દપટ્ટો ઓઢી, બેસીને બીજાને જમતાં નિહાળવાનાં પણ આમંત્રણ નીકળે છે. આ માટે બેસનારનું કાર્ય તપોનિધિની તપશ્ચર્યા કરતાં પણ વિકટ છે. પોતાની સન્મુખ બીજાના ભાણામાં ભાતભાતની વાનગી પીરસાય તે જોયા કરવી, તેનાથી રસેન્દ્રિય ઉત્તેજાય તેનું નિયંત્રણ કરવું, વાનગીઓની સુવાસ ઘ્રાણેન્દ્રીયને ઉત્તેજે તેને કાબૂમાં રાખવી, આનંદથી જમતા—જમનારાઓના ફડાકા સાંભળવા, આસપાસ વાગતું રઝાક બેન્ડ 'મેરી સાથ સાથ રહો તુમ કદમ કદમ' વગાડીને ઉશ્કેરે તે વખતે પણ પાટને વળગીને બેસી રહેવું, ખાલી પેટે બીજાનાં પેટ ભરાતાં જોવાં, બેધણિયાણીવાળા પતિની પ્રથમ પત્નીની પેઠે બીજાનાં સુખ જોઇ પોતાના દુ:ખમાંય રાચવું, અને આવા પરિતાપના સમયે શરીરે જામા પાઘડીનો ભાર સહેવો એ મહાન તપ છે, મહાન ત્યાગ છે, વિકાર અને વિલોભન ઉપરની મહાન જીત છે. ખુદ પંગત પૂરી થયા પછી ઢેડાં રહ્યું સહ્યું ઉઠાવી જાય છે પણ આ યોગીઓને તો કણિકા પણ ત્યાં મળતી નથી. કહે છે કે વિશ્વામિત્રો અને વસિષ્ઠો આ યુગમાં નથી. હું કહું છું કે સુરતના પાટે બેસનારા વિશ્વામિત્રથી પણ અદકા છે. મેનકાને નીરખીને વિશ્વામિત્રે તપોભ્રંશ કર્યો પણ કોઇ પાટે બેસનારે ગમે તેવી રસપ્રદ ઉજાણીમાં પણ પાટ પરથી કૂદકો મારી કોઇના ભાણા પર યા પીરસનારા પર તરાપ માર્યાનું હજી સાંભળવામાં આવ્યું નથી.

આ યોગ માત્ર પાટે બેસનારે જ નથી કેળવ્યો, જમનારાઓએ પણ કેળવ્યો છે. સુરતમાં મરણ અને લગ્નનાં જમણો ઘણીવાર જમાડનારની શેરીમાં જ તેના ઘર આગળ થાય છે. પાસે પાસે જાજરૂવાળી સાંકડી શેરીઓમાં ખાળકૂવા અને ઉકરડાની નજીકમાં મચ્છરોના ત્રાસમાં સાધનને અભાવે જમણો જમાય છે. આવા વાતાવરણમાં પણ જો તમે સુરતના સહેલાણીઓને પત્રાવળી પર બેસી પાછળ લોટા મૂકી જમતા જુઓ, તેમની જમણની એકાગ્રતા નિહાળો, તેમના દૂધપાક, શીખંડ કે કઢીના ફડાકા સાંભળો, તેમની જમતી વખતની સ્વસ્થતા પરખો તો તમને જરૂર ખાતરી થશે કે કાર્યસાધનામાં વાતાવરણને ભૂલી જઇ, તમામ ચિત્તવૃત્તિનો નિરોધ કરી સુરતીઓએ મહાન યોગ સાધ્યો છે.

જમણ માત્ર જમણ નથી, કલા છે. કેટલીક રમત ગમતના પ્રવીણો તેમાથી જીવનનિર્વાહનાં સાધન પણ મેળવે છે સુરતમાં એવા રસોઈ—નિષ્ણાતો થઈ ગયા છે જેઓ ન્યાતના ઓચ્છવ રાખી તેમાથી બચાવ કરી એક માસની રોજી કાઢતા. વળી જમણમાં કેટલીક દોષનિવારણ કરવાની પણ શકિત છે. ન્યાતના કેટલાક ગુનહા જેવા કે બીજી ન્યાતમા કન્યા આપવી, સમુદ્રગમન કરવુ, ન્યાતનુ અપમાન કરવું વગેરે બદલમાં જમણ એ એક સુદર શિક્ષા છે. કોઈનાં પણ લગ્ન થાય તેમાં ઇતરજનનું તો લક્ષ્ય મિષ્ટાન્ન જ હોય છે. એટલે બીજી ન્યાતમાં કન્યા આપવાનો દોષ સ્વાભાવિક રીતે જમણ આપવાથી નષ્ટ થાય છે. સમુદ્રગમન કરવાના દોષનું મૂળ એ છે કે સમુદ્રગમન કરનાર પરદેશ જઈ સ્વાર્થી બની પરદેશની સારી સારી વાની એકલો ખાઈ આવ્યો છે તેનો બદલો ત્યારે વળે કે રહી ગયેલા જ્ઞાતિબંધુઓને પણ તે જમાડે. ન્યાતના અપમાનથી ન્યાતને ક્રોધ થાય છે અને ક્રોધ સારા જમણથી શમે છે, એટલે જમણ એ તમામ જ્ઞાતિઅપરાધ શમાવવાનું સાધન છે. કસનભાઈનું દરેક સાંજનામાં એજ સૂત્ર હતું 'જમાડી લાખ એટલે પયનું.''

સુરતના જમણનો આ રસોલ્લાસ બે પ્રકારના માનવીને ખાસ પ્રાપ્ય છે. ભોજન તો માતૃહસ્તેથી મળે તે કાં તો પોતાની કે કોનો પત્નીની. કાં તો સુરતી માતાને ત્યાં જન્મ લેનાર કાં તો સુરતી સુંદરીનો હસ્ત ઝાલનાર સુરતી જમણનો ખરો આનંદ મેળવી શકે.

એક વકીલના વકીલ પુત્રને વકીલાત પર વૈરાગ્ય આવ્યો. કુશળ પિતાએ તેને જુલમથી દાબી દેવાને બદલે થોડે થોડે વખત બીજા ધધાનો અનુભવ લેવા કહ્યું. પોતાના ડોકટર, વેપારી, પોલીસ ખાતાના અમલદાર વગેરે મિત્રોને ત્યાં તેમનો ધધો કેમ ચાલે છે તે જોવાની તક આપી. છેવટે બધે ફરીને આવીને છોકરાએ કહ્યુ 'પપ્પા, મેલ કરવત વકીલના વકીલ.'

જો આવતા જન્મ માટે કાશીએ કરવત મુકાવવાનું હોય અને ધારી જગાએ આવતે જન્મે જન્મ મળતો હોય તો હું તો જરૂર કરવત મુકાવુ, 'મેલ કરવત સુરતના સુરત.'

———

# [૩] ભૂસું

અમદાવાદથી જ્યંતીલાલ અમારે ત્યાં આવ્યા હતા. સુરત પહેલી વાર આવ્યા એટલે વેપાર રોજગારના મંત્રીની અદાથી એમણે મને પૂછ્યું: 'તમારો મોટો અને સુપ્રસિદ્ધ વેપારી કોણ?'

"હરિશંકર" મેં જવાબ આપ્યો.

"ઘણા માણસો કામ કરતા હશે?"

"પંદરથી વીસ માણસો" મેં કહ્યું.

"ઉથલો મોટો હશે."

"જબરજસ્ત."

"પેઢી ક્યાંથી ક્યાં સુધી કામ કરે છે?"

"સવારે પાંચથી છનનન અવાજ શરૂ થાય છે તે રાતે બાર વાગ્યા સુધી."

"ધંધો શેનો શરાફીનો હશે?"

"ના, ભૂસાનો" મેં કહ્યું.

"હેં, ભૂસામાં પરોઢિયાથી મધરાત સુધીનો વેપાર કેવો? એ બધું ભૂસું ક્યાં જાય છે? બહુ તો આઈસ ફેક્ટરીમાં કે ઢીંગલી અને દડા બનાવવામાં વપરાતું હશે."

"પેટમાં" મેં જવાબ આપ્યો.

"શું કહો છો ભાઈશાબ, તમે ભૂસું ખાઓ છો? જ્યંતીલાલે પૂછ્યું.

"તમેય ખાશો." મેં કહ્યું અને જ્યંતીભાઈને ભૂસું ખવડાવ્યું.

"ઓત્તારીની! આ તો ચવાણું" જ્યંતીલાલે આશ્ચર્યમાં ટીકા કરી.

આ ભૂસા બાબતના સૂરતના અને ઈતર જગતના દ્રષ્ટિકોણમાં ફેર. ભૂસું એ સુરતમાં માત્ર કડીઆ મજૂરને ફાકવાની વસ્તુ નથી. માત્ર કોઈકવાર નાસ્તો કરવાનું કે બાળકને રીઝવવાનું સાધન નથી. એ તો એક હંમેશનું સર્વપ્રિય ખાણું છે. ભાઈબંધ દોસ્તદારની સરભરા કરવામાં, બહારગામ નવીન વસ્તુ

મોકલવામા, મોડુ ખાવુ હોય ત્યારે પેટને આશરો આપવામા, વહેનુ ખાધુ હોય ત્યારે સાંજ સુધી ક્ષૂધાને નભાવવામા એનો ઉપયોગ કરવામા આવે છે

ભૂસું એ સુરતમા સ્વાતંત્ર્યપ્રેમી પુરુષોની સ્વતંત્રતા અને સ્વમાન જાળવવાનુ અમોઘ સાધન છે હુ તો સ્ત્રી પુરુષના કર્તવ્યવિભાગનો ચુસ્ત હિમાયતી છુ મારો દઢ મત છે કે પુરુષોનું સ્થાન આફિસોમા, કારખાનામા, મિલોમા, એરોપ્લેનોમા, વહાણ પર, અને લડતના મેદાન વગેરે પર છે સ્ત્રીઓનું ઘરમા, ઈસ્પીતાળમા, કન્યાશાળામા, રસોડામાં અને એવા બીજા ક્ષેત્રોમાં છે



કદાચ સમય બળને માન આપી સુભાષને નવડાવવા કે ઘોઘરા સ્વરે હાલાં ગાઈ સુવાડી દેવા સુધી મેં કર્તવ્યક્ષેત્ર લંબાવ્યુ છે પણ એટલું તો ચોક્કસ કે સગડીમાં કાકડી મૂકવા સુધીનું કે ભાખરી કે ખીચડી બનાવવા સુધીનું આ કલમથી કાતીલ ઘા કરી શકનાર હાથનું પતન થયું નથી. ચાર વર્ણના કર્તવ્ય વિભાગમાં પણ ખાવું ને ખવડાવવું એ વૈશ્યની ફરજ નથી. વાગ્વૃત્તિ યાને બોલવું અને બોલાવવું એ વણિક ધર્મ છે અને કુલધર્મ પણ છે. તેને વાણીથી કલમ સુધી પહોંચવા દઉં છું પણ કડછી અને મારા હસ્તના પ્રતિલોમ સંગમથી ગીતાભાખ્યું વર્ણસંકર પરિણામ હજી આવવા દીધું નથી અને એટલું અધઃપતન હજી સુધી થવા દીધું નથી. અને પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના છે કે જીવનભર એ ટેક સાચવી રાખે. મારી એ ટેક જાળવી રખાવનાર ભૂસું છે. અકસ્માતને લઈને, કુદરત યા માણસના કોપને લઈને, થાકને લઈને, જીદને લઈને, બંડ, હડતાલ કે વિગ્રહને લઈને જ્યારે જ્યારે રસોડું બંધ પડ્યું છે ત્યારે ભાંગ્યાના ભેરુ સમા, અસહાયના સહાય સમા, દુખીઆના વિસામા સમા, હરિશંકર, કસનજી કે જની મારી વ્હારે ધાયા છે. આર્યનિવાસ કે સાબરકાંઠાના પ્રતિનિધિને અભાવે ભૂસું એ વિધૂરનું આશ્વાસન, એકલ દોકલતાનો આધાર અને ભૂખ્યાનું સાંત્વન છે. સવારના પહોરમાં બંધાતાં પડીકાં ગણશો, ત્યાં જ ચેલી પાસેની હોટલની ચાના સહકાર સાથે ભૂસું આરોગતા માણસોની સંખ્યા ગણશો અને સવારથી સાંજ સુધીની ભૂસાની દુકાન પરની ભીડ નીરખશો તો એમ માનવાને તમને કારણ મળશે કે સુરતનો એક મુખ્ય ધંધો મમરા સેવનો છે.

પ્રથમ થોડા દાયકા પર ગોપીપુરામાં એક સેવગાંઠીઆની દુકાન હતી અને એક ભાગળ પર હતી એમ વડીલો કહે છે. મૂળ ભૂસાનું કુટુંબ નાનું હતુ અને તેમાં મમરા, સેવ અને ગાંઠીઆ એ ત્રણ જ વ્યક્તિઓ હતી. સુરતની વસતીની પેઠે એ કુટુંબ પણ બહોળુ થવા લાગ્યું. ભજીયાં, પાતળાં, ખમણ, ઢોકળાં, ગોપાપુરી, કણી, પાપડ વગેરે પુત્રપુત્રીનો પરિવાર વધવા માંડ્યો. તાજેતરમાં તો દર વર્ષે રેડિયોના નવા મોડલ સમી નવી નવી વાનગી પેટીસ, મકકઈનો ચેવડો વગેરે વધતી જ જાય છે. હું એ શુભ દિનની વાટ જોઈ રહ્યો છું કે જ્યારે તેટલાં જ સ્વાદિષ્ટ દાળભાત રોટલી ને શાક એ મમરા

સેવવાળા બનાવશે અને પુરુષોની પરતંત્રતા પર એક છેન્વો કહ્યા । મારો

માત્ર ભૂખ્યા એકલ દોકલ અને થાકેલાની આગતા સ્વાગતા કરી મમરા સેવવાળાઓ બેસી રહ્યા નથી, પણ ધાર્મિક અને ભાવિક ઘરાકોની જરૂરિયાત પૂરી પાડવા પણ તેઓએ બનતું કર્યું છે તેમના ય જાણવામા આવવું જોઈએ કે ફરાળ કરી આપનારને અભાવે કેટલાકની અગિયારસ તૂટી અને પૃથ્વી પરના પુણ્યમા ઊણપ આવી તેમણે જાણ્યું હોવું જોઈએ કે ફરાળ ન ભાવવાને લઈને કેટલાકે અગિયારસ કરવી ત્યજી અને પુણ્ય ઘટ્યું એ પુણ્યની ઊણપ આવતી અટકાવવા, ફરાળ કરી આપનારની હાજરીની ખોટ પૂરવા અને ધર્મના કાર્યમાં મદદ કરવા કેટલાકે ફરાળી ચેવડો બનાવવા સુધીનો ભક્તિભાવ અને ધાર્મિકતા પણ બતાવ્યા છે

મમરાસેવવાળાઓએ સાધેલા વિકાસ અને કરેલી પ્રગતિનું મૂળ પણ એ વિશ્વાસ ભક્તિભાવ અને ધાર્મિકતામા છે શરૂઆતમા જ્યારે ભૂસું લોકપ્રિયતા માટે તપ કરતું હતું તે વખતે સેવમમરાવાળાઓએ કેળનું પાણી પણ સાથે સાથે વેચવા માંડેલું કેળના પાણીથી બનાવેલા સેવ ગાંઠીઆ તેઓ વેચતા એટલું જ નહિ પણ ચોખ્ખા પાપડ વગેરે તમે ઘેર બનાવી શકો તે માટે દુકાનેથી કેળનું પાણી પણ વેચતા કેળનું પાણી તેઓ વેચે છે તેની જાણ કરવા તે બાબતનુ પાટિયુ પણ દુકાને મારતા. મોટાં પીપ, તપેલાં કે તગારમાથી માટીના ઘડના ગર્ભના ઝીણા કટકાથી અલકૃત સુવાસિત જળ તામડી ભરી બહાર લાવવામાં આવતું ધર્મ ધર્મને જાગૃત કરે છે, શ્રદ્ધા પેદા કરે છે ઉચ્ચ ગણાતી બ્રાહ્મણ જ્ઞાતિઓએ પણ આવી ધર્મવૃત્તિવાળી દુકાનોએથી મમરા સેવ લઈ ખાવા માંડેલા સ્વાદ અને શુદ્ધિ એમના મુદ્રાલેખ હતા તેમાં સુરતની શ્રદ્ધા ત્રીજી ભળી. સ્વાદ, શુદ્ધિ અને શ્રદ્ધાએ ગલીના ભાડુતી ઘરમા રહેતા મમરા સેવ વાળાઓની દુકાનોને પોતાના સુંદર ઘરમાં રહેતા વેપારીઓના મહાલયમા ફેરવી નાખી

અશ્રદ્ધાળુ નાગરિકો અને શંકાવાદીઓના હુમલા ધર્મ અને શ્રદ્ધાને હમેશ ખમવા પડયા છે આજથી વધુ શ્રદ્ધાના તે જમાનામા પણ શકા અને કુતર્ક

કરનારા માણસો હતા. આટલી તામડી કેળનું પાણી કયાં ભરી રાખતા હશે? રોજ કેટલાં થડ પીલીને આટલું પાણી કાઢતા હશે? આટલી કેળનાં થડ કઈ વાડીમાંથી રોજ ને રોજ આવતાં હશે? આટલા માલની જરૂરીઆતને સુરત એકલું કેવી રીતે પહોંચી વળતું હશે? આવા પ્રશ્નો ને શંકાઓ કરનાર પણ ઘણા હતા એટલું જ નહિ પણ ખુદ કેળનું પાણી લીધા વગર આવા પ્રશ્નો ખુદ મમરાસેવવાળાઓને પોતાને પૂછનાર પણ શખસો હતા. પણ જવાબ ન દેવા યોગ્ય સવાલોને સ્મિત કરી હસી નાખવાની મુત્સદ્દીઓની મુત્સદ્દીગીરી મમરાસેવવાળાઓમાં હતી અને તે દલીલ કરતાં વધુ સહેલાઈથી કુશંકા, કુતર્ક અને અશ્રદ્ધાને મહાત કરતી. એક ભાઈએ તો પોતાના વાડામાં મને લઈ જઈને પાણીના તળાવ પાસે પડેલું કેળનું એક થડ મને બતાવેલું, એટલું મારે આજે આટલે વર્ષે પણ કબૂલ કરવું પડે છે. મને તો ખાતરી છે કે ગુજરાતના કોઈ ભાગમાં કદલીનગર સ્થાપી ત્યાં કેળનું વાવેતર એ લોકોએ કર્યું જ હોવું જોઈએ. ત્યાર બાદ મમરા સેવનો ધંધો એટલો વધ્યો કે કેળનું પાણી વેચવું બંધ કરવું પડ્યું. પણ શુદ્ધિની કીર્તિ તેમણે સંપાદન કરી તે આજે ય તેમણે જાળવી રાખી છે. મારાં ફોઈ ઘેર પાણીમાં બાંધેલા લોટના પાપડ કે પૂરી બીજાનાં અડકેલાં ખાતાં નહોતાં. અને જો કે ગણપતના લાવેલા મમરાસેવ ખાવામાં વાંધો લેતાં પણ પોતે લાવેલા કે મારી પાસે મંગાવેલા મમરાસેવ વિના વાંધે ખાતાં. વિજ્ઞાનની દૃષ્ટિએ પણ ફોઈબા આ સિદ્ધાંતને નભાવી શકે તેમ હતાં. વિજ્ઞાનમાં ગરમીના ખરાબ અને સારા વાહક Good conducter of heat અને Bad conducter of heat હોય છે તેમ શુદ્ધિ અશુદ્ધિનાં પણ હોય છે. ફોઈબાના માનવા પ્રમાણે ગણપત અશુદ્ધિનો ઝડપી વાહક હતો અને કેળાંપીકથી પાણીની ભીંત સુધીમાં સમસ્ત અશુદ્ધિથી પડીકાને ભરી દઈ શકે તેમ હતો. એટલે તેના હાથના લાવેલા મમરાસેવ શુદ્ધિની નજરે ખાઈ શકતાં નહોતાં. બાકી દુકાનની શુદ્ધિને માટે તો તેમને માન હતું. આ શ્રદ્ધા તેમની અસ્થાને ન હતી. મમરાસેવવાળાઓને મળી ખાનગીમાં પૂછતાં મને માલમ પડેલું કે ⋯⋯માં કામ કરનાર પ્રત્યેક માણસ સવારે ચાર વાગે ટાઢે પાણીએ ન્હાઈ

લે છે, સંધ્યાપાઠ કરી લે છે, અને ત્યાર બાદ દુકાનનું કામ કરે છે, અને અશુદ્ધિની કોઈ પણ શંકા, લઘુ કે દીર્ઘ થતાં ન્હાવાનું ચૂકતો નથી. વળી-તળતાં, સમારતાં, કામ કરતાં, છીંક ખાતાં તાપીમાતાને યાદ કરે છે અને માત્ર સ્મરણથી પુનિત કરતી સૂર્યપુત્રી ખરી કે માની લીધેલી અશુદ્ધિનો નાશ કરે છે.

બે ત્રણ સિદ્ધાંતસૂત્રો તેમની સફળતાના પાયા છે. તેમાંનું એક એ કે ગમે તેવા ગુણ, રૂપ અને આકર્ષણ વિના નકામા છે. જીભને પ્રિય લાગ્યું, સ્વાદિષ્ટ લાગ્યુ અને આંખને ગમ્યું તેની સામે પેટ તત્કાળ કંઈ ઝુબેશ ઉઠાવી શકતું નથી. ઉપરના શણગાર, છટા અને ભભક પ્રથમ દ્રષ્ટિએ આંજી નાખી ગુણદોષ તરફ આંખ મીંચામણાં કરાવે છે તે તેમનાથી અજાણ્યું નથી. પ્રિય હોય તો અસત્ય પણ નભી જાય તે સિદ્ધાંતને તેમણે સ્વાદિષ્ટ હોય તો તંદુરસ્તીનો કોઈ વિચાર નથી કરતું; એ સૂત્રમાં સમાવી દીધો છે કોપરું, કોથમીર અને મરચું મુખ્ય શણગારો છે. આથી જ થોડે થોડે વખતે નવી નવી સ્વાદિષ્ટ વાનગીને બજારમાં મૂકવાની ધગશ તેઓ હંમેશ સેવે છે. તેમની સફળતાનો એક બીજો ગુણ તેમની કરકસર અને તેમનો ઉદ્યમ છે. કરકસરના પાઠ શીખવા તેમને વિગ્રહ સુધી થોભવું પડ્યું નથી. વર્ષોથી તેઓ National economyના પાઠ શીખ્યા છે. કોઈપણ વસ્તુ તેઓ નકામી જવા દેતા નથી. ફાટેલો પતંગ જેમ શીગડી મારવામાં ખપમાં લેવામાં આવે છે તેમ દુકાનની કોઈ પણ વસ્તુ નકામી ન જવા દેતાં તેનો સદુપયોગ કરે છે. ગાંઠીઆનો ભૂકો, મરચું, લીંબુ વગેરે મિત્રોની સંગતમાં ચટણી રૂપ ધરે છે ત્યારે તેનું મહત્ત્વ વધી જાય છે ઝીણી ગાંઠીઆની કટકી, ભજીઆંની કણી, વગેરે વગેરે સાથે બે પૈસાના પડીકાં નવરાશનાં વખતમા બાંધી રાખવામાં આવતાં બે ફાયદા થતા. બે પૈસાના મમરાસેવ લેવા આવનારનો સમયનો બચાવ થતો અને દુકાનદારના ખાલી સમયનો ઉપયોગ થઈ શકતો.

કેટલીકવાર ભૂસું શબ્દ ખરાબ અર્થમાં વપરાતો હોવાથી આ ભૂસા અને તે ભૂસાનો ભેદ દર્શાવવાની ખાસ જરૂર પડે છે. ઘણીવાર કોઈ તિસ્મારખાંની

કે ચટી ગયલા માણસની બાબતમાં એમ કહેવામાં આવે છે કે તેના મગજમાં ખૂબ ભૂસું ભરાયું છે યા તેને મગજે ભૂસું ચઢયું છે. એ ભૂસું નિર્માલ્યતા, છોતરા સમી નિ સત્વતા, અને મગજે ચઢે તો તુંડાઇ અને લડાઇ જગાવવાની પ્રેરકતાના ગુણો દર્શાવવા વપરાય છે. આ ભૂસામાં ધમધમાટ છે પણ જીભ પર જ લાગે છે માથા સુધી નથી પહોચતો આ ભૂસામાં નિર્માલ્યતા નથી, કારણ કે એ ખાવાની ટેવ પડતાં પેટનું વર્તુળ વધે છે અને માણસ નિર્માલ્ય બનવાને બદલે વધુ વજનદાર દેખાય છે અને ભૂસું ખાધા પછી તે મગજ પર ચઢતુ નથી કે લડવાની વૃત્તિ થતી નથી. પણ દુનિયા એક સ્વાદિષ્ટ વસ્તુથી ભરેલી રહેવા યોગ્ય જગા છે એમ ભાન થાય છે અને શાંતિ, સંતોષ અને આનંદનું વાતાવરણ ઉત્પન્ન થાય છે.

સ્નેહ અને ચાહને નિકટનું સાંનિધ્ય છે. સ્નેહ ગાઢ થઇ ચાહનું સ્વરૂપ લે છે. ભૂસાની સ્નિગ્ધ વાનીઓની નજીકમાં તેથી જ ચાહની હોટલો દેખા દે છે. ભૂસાની દુકાનની થોડે દર ચાહની હોટલ હોવી જ જોઇએ અને હોય છે. ભૂસું ચાહની લગની ઉત્પન્ન કરે છે એટલે ભૂસાના પડીકાં લઇ ઘણા શોખીનો ચાહની હોટલમાં બેસીને ચાહના સહકાર સાથે ભૂસું આરોગે છે. લોકોની આ સ્વાભાવિક વૃત્તિને પરખી કેટલાક ભૂસાવાળાઓએ પોતે જ પોતાની દુકાનમાં બેસીને ભૂસુ ખાવા માટે અલાયદી જગા તે જ મકાનમાં રાખવાની અને ત્યાં ચાહ પીનારાઓને ચાહ બનાવી આપવાની સગવડ આપવા માંડી છે કે નાહક થોડો નફો હોટલવાળાઓ ન ઉપાડી જાય.

ભૂસું લઇને હોટલમાં બેસીને ખાવાની પ્રથા એક જનસમુદાયને લાભકારક અને કલ્યાણકારક પ્રથા છે હોટલો માત્ર ચાહની ભૂખને પૂરી પાડનાર સસ્થા નથી પણ માણનને મનોરંજન આપનાર અને તેમને શુભ સલાહ આપી તેમને કલ્યાણપથે દોરનાર સંસ્થાઓ છે રેડિયોના જમાના પહેલાં સુરતની હોટલોમાં ગ્રામોફોન એ હોટલનું આવશ્યક અંગ હતું જનતાના દિલને પસંદ પડેલી રેકર્ડો હોટલમા વાગ્યા જ કરતી ગ્રામોફોનનું આ મનોરંજન પ્રેરણા ને માર્ગદર્શન મેળવતા મેળવતાં સુરતનો શહેરી ચાહ પીતો અને અમૂલ્ય લાભ મેળવતો. ઘણા દિવસથી પિયર ગયલી પત્નીને તેડાવવાનું ભૂલી ગયલો પતિ 'મારે સાસરિયે

જઈને કહેજે એટલડું પ્રીતમજી આણાં મોકલે ' એ ગાયન સાંભળીને પત્ની વિયોગથી કેવી ઝૂરતી હશે અને તેડાની કેટલી વાટ જોઇ બેઠી હશે તેનો ખ્યાલ પામતો. 'કાલ તો સારા છેડાનો નમૂનો લેતા જ આવજો' એવો આગલી સાંજનો આદેશ પોતાના કામ ધંધામાં પડી વિસરી જનાર પતિ 'જાઓ જાઓ ચંદન હાર લાવો' નહિ તો 'નહિ બોલુંગી' સાંભળી નેકલેસના નમૂના વગર ઘેર જવાથી શા હાલ થશે તે સહેજે કલ્પી લેતો અને સીધો ચોકસી બ્રધર્સની દુકાને જઇ નમૂના શોધવા મંડી પડતો. દેવદર્શન કરીને પાછા ફરનાર અને મંદિરને દરવાજે જોડા, ચંપલ કે છત્રી ભૂલી જનાર કેટલાક ભાવિક ભકતોને ઘેર જતાં પહેલાં હોટલમાં ચાહ પીતાં પીતાં 'મથુરામાં ખેલ ખેલી આવ્યા' અને 'કયાં ભૂલી આવ્યા'ના ગાયનથી પોતે ચંપલ કે છત્રી કે જોડા મંદિરને દરવાજે ભૂલી ગયા છે એવું સહેજે યાદ આવતું. આજે હોટલોમાં ગ્રામોફોનનું સ્થાન રેડિયોએ લીધું છે અને તે પણ તેવી જ સેવા બજાવી રહ્યા છે. એક આનાની ચા પીતાં પીતાં સારી દુનિયાની ખબર, મધુર ગીત કે, મીલને ઝૂલને ગાના સાંભળવાનું મળે છે અને ખાંડ, ઘાસલેટની તંગી કે સસ્તા દરના અનાજની દુકાનની ખબર સાંભળી ઘરને માટે થોડાં ઘાસતેલ, ખાંડ અને અનાજનો પ્રબંધ કરવાનો છે તેવું કર્તવ્યભાન થાય છે.

ભૂસાની મહત્તા તેના અનેકવિધ સ્વાદમાં અને ગુણમાં છે. છ સ્વાદમાંના બને તેટલા બધા સ્વાદ તેની મેળવણીમાં ભેગા કર્યા છે. તેમાં આદુ, મરચાં, ને મરચાંની ભૂકીના વપરાશની તીખાશ છે. ગળી કણીની મીઠાશ છે, ચટણીની ખટાશ છે અને ખારાશ પણ છે. ભૂસું એટલે જુદા જુદા સ્વાદનો સમન્વય છે. તેમાં મમરાના કબજિયાત કરવાના ગુણનો અને સેવના ચણાના લોટની રેચકતાનો સમન્વય છે. ચટની કે ભજીયાં અત્યાશ્ર વાપરે તેને શાંત કરવાને ગળી કણી કે જલેબીનું પર્જન્યાસ્ત્ર તૈયાર રહે છે.

કેટલાક શોખીન સુરતી કહે છે કે આ સ્નેહ ને ચાહની ભૂમિમાંથી પસાર થઈ હરિયાળું એક છપ્પન મસાલેદાર પાન જમી સ્ટેટ એકસપ્રેસમાં બેસી જાઓ તો પછી કૈવલ્યધામ ઘણું જ નજીક છે.

---

# [૪] પોંક

સુરતીના સ્વભાવમાં વિવિધ અને કેટલાંક વિરોધી તત્ત્વો પણ સમાયલાં છે. એનામાં નાચ ગાનની મોજ માણવાની વૃત્તિ છે લગ્ન મરણના ઉત્સવો અને જમણો ઊજવવાનો શોખ છે પણ એના મોજીલાપણાની સાથે એનામાં કેટલાક યોગી અને તપસ્વીના ગુણો છે સુરતના રસ્તા ઉપર પગતમાં બેસી સ્વાદિષ્ટ જમણનો આહ્લાદ અનુભવતાં એને દુર્ગંધ અને મોરીની બદબો સ્પર્શી શકિત નથી સહેલાઈથી મોટરનો એક આનો ખરચી નાખનાર સુરતી ખાંધે કાવડ ભેરવી ચાલતો શ્રી કાશીવિશ્વનાથના દર્શન કતારગામ સુધી કરી આવી પાછો ફરે છે એણે રસોઇને કલાની કક્ષાએ કેળવી છે, પણ તે સાથે કાચો ખોરાક પણ મિષ્ટાન્નની લહેજતથી ખાઈ શકે છે ઋષિપંચમીને દિવસે વગર ખેડેલું શાક અને વગર છડેલો સામો ખાઈને ઋષિનું પદ પ્રાપ્ત કરી શકે છે. ઋષિ—મુનિના સમયના અવશેષો સુરતીએ પોતાના જીવનમાં સાચવ્યા છે.

આગામી ઘઉંના પાકના પ્રતીક સમો ઘઉંનો પોંક દક્ષિણમાં ખાવાની પ્રથા છે એમ મેં સાંભળ્યું છે. પણ જ્વાર કે ઘઉંનાં કણસલાંને અંગેઠીમાં તપાવી કપડામાં ઝૂડીને દાણા છૂટા પાડી સૂપડામાં ઝાટકી, તેને ચટની, ચીભડાં વરિયાળી અને મોળી, તીખી, લીંબુની હરેક પ્રકારની સેવના સહકારમાં લગભગ જમણનું સ્વરૂપ આપી વૈજ્ઞાનિક રીતે ખાવાની પદ્ધતિ સર્જવી હોય તો સુરતે દંતકથા મૂળ સત્ય હોતી નથી. તેને કોણે કયા આધારે પ્રચલિત કરી તે પણ કહી શકાતું નથી. પોંકને લગતી એક બીનસત્તાવાર દંતકથા એવી છે કે ભૃગુપુરથી શ્રી ભૃગુઋષિ તાપી સ્નાન કરવા એકવાર સુરત પધારેલા અને તરતા તરતા સામે રાંદેરના રસ્તા પરને કાંઠે જઈ સ્નાન કરી બહાર નીકળેલા. સામે કાંઠે જઈને આરામ કર્યો ત્યાં પાસેના ખેતરના ખેડૂતે આવીને શ્રી ભૃગુ-ઋષિને પ્રણામ કર્યાં અને તેમના સત્કારમાં જુવારનાં કણસલાં, તાજાં ચીભડાં, મરચાં અને થોડું મીઠું લઈ આવ્યો ઋષિએ ચકમકથી અગ્નિ પ્રકટાવ્યો અને તેમાં જુવારનાં કણસલાંને તપાવી શેકયાં અને તેના પર એક કણસલાનું ઠૂંઠું

એટી દાણા છૂટા પાડયા અને તે દાણા ચીભડું, મીઠું અને મરચા સાથે આરોગ્યા. ત્યાર બાદ દૂધ અધરકાઈ જવાને લઈને દૂધને અભાવે ખેડૂતે દહીંનું માટલુ ધર્યું અને તે સાંઠાથી વલોવી તેનો મઠો બનાવી ભૃગુમહારાજે પીધો આ વાત એ ખેડૂતના મોએથી બીજા ખેડૂતના મ્હોએ સુરતમા તેમ જ આજુબાજુનાં ગામડામાં પ્રસરી અને મહાન પુરુષોને પગલે ચાલવાને ઉત્સુક સુરતીજનોએ આ પોંકની પ્રથા અપનાવી. સમય જતો ગયો તેમ તેમ જેમ આખી રાંધણકળા વિકાસ પામી તેમ પોંકની ભોજનવિધિને પણ સુધારાનો



પાસ લાગ્યો. સુરતમાં ધંધાર્થે વસવા આવેલા દક્ષિણી ભાઈઓએ મરચાને ચટણીના સ્વરૂપમાં ફેરવી નાખ્યુ. પોતાની સેવ ખપાવવાના ઉદ્દેશથી વીસ પચીસ મમરાસેવવાળાઓએ સંકેત કરી પોંક જાહેર રીતે સેવ સાથે વખાણી વખાણીને ખાધો. તે ઉપરથી લોકોએ સેવને પણ દાખલ કરી અને એક વાર અત્યંત તીખી ચટની ખાઈને જીભ બળી ઊઠવાથી અને આંખે પાણી આવ-

વાથી એક જણે પોતાના છોકરાને માટે ઘેર લઇ જવા લીધેલું વરિયાળી દાણાનું પડીકું છોડી તેનો ફાકો માર્યો. ત્યારથી વરિયાળી દાણા પણ દાખલ થયા. આમ સમય, સંજોગ અને અકસ્માતથી જેમ રાષ્ટ્ર, ભાષા અને ન્યાયપદ્ધતિનાં ઘડતર ઘડાય છે તેમ પોંક પદ્ધતિનાં પણ ઘડતર ઘડાયાં. અને પોંક ખાવાની કળા હાલની સુધરેલી અને અર્વાચીન ખાણાની કક્ષાએ પહોંચી. આ દંતકથાના સમર્થનમાં કોઇ ખાસ દસ્તાવેજી પુરાવો મળી આવતો નથી પણ તેને સંભવિત બનાવવાનો એક આધાર એ છે કે શ્રી ભૃગુઋષિએ પાછા ફરતાં સોની ફળિયામાં આરામ કરેલો જણાય છે. નાદાન બાળક પાસે પણ જ્ઞાનપ્રાપ્તિ કરવામાં નાનમ ન માનનાર શ્રી દત્તાત્રેય ભગવાને પોંકના આસ્વાદનનું જ્ઞાન સોની-ફળિયે, શ્રી ભૃગુઋષિ પાસેથી મેળવેલું અને તે વખતે શ્રી ભૈરવનાથે દૂર પર રહી તેમનું એકાંત સાચવેલું અને તે ઐતિહાસિક મિલનની સ્મૃતિ સાચવી રાખતું શ્રી ભૃગુઋષિ, દત્તાત્રેય અને ભૈરવનું મંદિર જીર્ણ દશામાં પણ આજે સોનીફળિયામાં ઊભું છે. આ સિવાય તાપી કાંઠાની નજીક જ ભૃગુઋષિનું મંદિર કેમ બંધાયું, ભૃગુઋષિનું બંધાયું અને બીજા ઋષિનું કેમ નહિ, ભૃગુઋષિની સાથે દત્તાત્રેય અને ભૈરવનાથને શો સંબંધ એ બાબતનો ખુલાસો મળી શકે તેમ નથી. એટલે એ બિનસત્તાવાર અને અપ્રચલિત દંતકથા ખરી માનવાને મન લલચાય છે.

માગશર અને પોષ માસમાં પોંક ખાવા જવું એ સુરતના જીવનની અગત્યની પ્રવૃત્તિ છે. અંધકાર પૂરી વિદાય લે તે પહેલાં તો ઊગતી આશા સમી પોંકની અંગેઠીઓ શહેરની સામે પાર રાંદેર જવાની સડક પાસેના નદીકાંઠા પર સળગવા માંડે છે. જવારનાં ડુંડવાં કેટલાંક સવારનાં કપાયલાં, કેટલાંક આગલી સાંજે કપાયલાં પાણી છંટાઇને 'તાજાં' જેવાં લાગતાં અંગેઠી પાસે આવીને પડે છે. સેવની ટોપલીઓ, દહીંનાં તપેલાં, ચટનીના રસાલા સાથે પૂલ પરથી સામે કાંઠે જતાં લોકનાં ટોળાં આશાના દીપક સમો સળગતી અંગેઠીનો પ્રકાશ જોઇને વધુ ઉત્સાહ પામે છે. સામે પાર જઇને પોતાના ઓળખીતા પોંકવાળાની અંગેઠી પાસે જઇ નદી કાંઠા પર મનગમતી જગા પસંદ કરી પોંકવાળા પાસે સાદડી માગી લઇ તેના પર બેઠક જમાવે છે.

અને પ્રિયતમની આકાંક્ષાથી પોંકની વાટ જુએ છે. અગ્નિપરીક્ષામાં ઉત્તીર્ણ થયેલાં કણસલાંનો ફુટવાનો ઉત્સાહજનક અવાજ નીચેથી આવતા નવવધૂના ઝંઝરના ઝણકાર સમો વિરહનો સમય વિતાવવામાં ધીરજ આપે છે. પરદેશથી ઊંચી કસોટીમાંથી પસાર થઈ પાછા ફરતા સ્વજનને બંદર પર આવકાર આપવા ગયેલા ઊંચી ગ્રેકે વાટ જોતા સ્વજનની જેમ ચટની, સેવ, વરિયાળીદાળ પીરસાઈને પોંકની વાટ જોતા હોય છે. પોંક આવે છે અને તે સાથે જ આનંદગોષ્ઠિ, મર્મ ટૂચકા અને વિનોદની સાથે રચનાત્મક કાર્ય વિધિસર શરૂ થઈ જાય છે.

શિયાળામાં આવેલા પરોણાને પોંક ખાવા ન લઈ જવો અગર તો મલાઈ ને ઊંધીયું ન ખવડાવવાં એ મહેમાનગીરીની ઊણપ ગણાય છે. એક મારા ઓળખીતા ચમનભાઈ સુરત આવ્યા હતા. તેમને મેં પોંક ખાવા જવાનું આમંત્રણ આપ્યું. પોંક તેમણે કોઈ દિવસ ખાધો ન હતો એટલે મારે તેમને તેનું સ્વરૂપ અને તે ખાવાની વિધિ સમજાવવી પડી. તેમને તો એક સ્ટેશન પર આવેલી રૂના વેપારીની પેઢીમાં મળવા જવાનું હતું. એટલે પોંક ઘેર મંગાવી લેવાનું કહ્યું અને ઘેર આવેલો પોંક ખાધો. પછી મેં તેમનો પોંક બાબતમાં અભિપ્રાય માંગ્યો ત્યારે તેમણે કહ્યું કે પોણા આનાના શેર જુવારના છ આના ઉપજે. એ વેપાર પોંકવાળાની દ્રષ્ટિએ ઘણો જ નફાકારક અને ખાનારની દ્રષ્ટિએ ખોટનો. જ્યારે મેં તેમને કહ્યું કે પોંક ખાવાને લોકો જરૂર હોય તો ગાડીભાડું તેમ જ આગગાડી ભાડું ખરચી દસ વીસ માઈલ દૂર પણ જાય છે. એક બે દિવસ ભાંગે છે, ત્યારે તો તેમને સુરતીઓની આ મૂર્ખાઈ માટે ઘણી જ તાજુબી થઈ. જે વસ્તુ ઘેર દસ મિનિટમાં પતાવાય તે વસ્તુ માટે બે કલાક શિયાળાની ટાઢમાં નદી કાંઠે કાઢવા એ એમના મનને મૂર્ખાઈની પરિસીમા લાગી. મને લાગ્યું કે શિયાળાની ફરમાસુ ઠંડી; તાપી કિનારાનો આહ્લાદક પાદેશ; એ જ કાર્ય માટે ભેગા મળેલા લોકવૃંદોનો જુદો પણ એક જ ક્ષેત્રમાં સહકાર; પોંક ખાવા સાથેના વિનોદ, ટીખળ અને તોફાન; પૂર્ણાહુતિ સમા મઠાના વાડકાઓ અને છેવટે સર્વના ઉતાર તરીકે ઘેર આવીને પીવાની કાફી એ બધાની લહેજત ચમનભાઈને સમજાવવા જવી તેના કરતાં

તો ચતુરાનન હાથ જોડીને "શિરસ્તે મા લિખ, મા લિખ, મા લિખ." એવી વિજ્ઞપ્તિ કરવી સારી પોંક પાર્ટીમાં નથી પ્રભુત્વ માત્ર પોંકનું કે સેવનું, નથી ચટનીનું કે મદ્યનું, પણ તે પાછળ રહેલા સમગ્ર વાતાવરણનું પ્રભુત્વ છે તે બધામાંથી વાતાવરણ કાઢી લો તો શું પછી બાકી રહ્યું?

ઈંગ્લેન્ડ જઈ આવેલા મિ નિરંજનને પોંક ખાવા લઈ જવામાં મને કડવો અનુભવ થયો હતો દિવસ કરતા રાત્રિમાં વધુ સૌંદર્ય જોતાં શીખેલી આંખને સવારે વહેલા ઊઠતાં ત્રાસ પડે છે. મિ. નિરંજનને પરદેશના મોડી રાતના મનોરંજનોને અંગે મોડા ઊઠવાની ટેવ પડી હતી એટલે પોંક ખાવા જવામાં અમે જરા મોડા પડ્યા. ગોરધનભાઈ પટેલની કરાંડી આગળ સાદડીઓ પથરાઈ ગઈ હતી. ખાલી જગા આગળ ઢળેલા મદ્યના ડાઘ અને ચટનીના અવશેષ પડેલા હતા. સૌંદર્યના અભાવે અપરિણીત રહેલી કન્યકાસમી એક ચટનીના ડાઘાવાળી સાદડી માત્ર ગોરધન પટેલ પાસે પડેલી હતી. મિ. નિરંજનને સૂગ ચઢી, જુગુપ્સા ઉત્પન્ન થઈ. તેમને બધું ગંદ ( dirty ) લાગ્યું આટલા માનવ સમુદાયની હાજરીમાં પોંક ખાવા બેસવું તેમને જંગલી— અસભ્ય ( indecent ) લાગ્યું. પરિણામે અમે એક શેર પોંક ખરીદી ઘેર ગયા અને ધોબીની ધોયેલી શેતરંજી પર બેસી જુદી જુદી વિદેશી ડાન્સ પદ્ધતિઓ પર ચર્ચા કરતાં કરતાં પોંક ખાધો.

મેં મિ. નિરંજનને પૂછ્યું કે આંગ્લ નૃત્ય સમારંભમાં તમને કંઈ અસભ્યતા, અમર્યાદા લાગેલી કે નહિ? માનવ સમુદાયની હાજરીમાં પર પુરુષની સાથે નિકટ નિકટ શરીર સ્પર્શ થાય એવા સંજોગોમાં નૃત્ય કરવું, શરીરનાં ઢાંકવા યોગ્ય મનાતાં અંગોનું પ્રદર્શન કરવું અને મન પરનો કાબૂ શિથિલ થાય એ હદે ખાણી પીણી કરવી એમાં શિષ્ટતા, સભ્યતા અને વિશુદ્ધિ જળવાય છે કે નહિ તે બાબતમાં તેમનો મત પૂછ્યો. મિ નિરંજનનો જવાબ એવો હતો કે નૃત્યને વિકારની દૃષ્ટિથી નહિ પણ કલાની દૃષ્ટિથી જોવું, સમૂહ નૃત્યની પાછળ રહેલો ભાવ, જુસ્સો અને આત્મા સમજવો.

એ જ દૃષ્ટિ જો મિ. નિરંજને પોંક જ્યાફત પરત્વે રાખી હોત તો તેમને સમજાત કે એ પણ એક સમૂહગીત છે સમૂહગીતમાં વ્યકિતગીત કરતાં ઓછી

મીઠાશ હોય, સંવાદિતા ઓછી હોય, મહીંમહીં સૂરનો વિસંવાદ હોય, છતાયે તેની પાછળ એવી પ્રેરકતા, એવો જુસ્સો, એવો પ્રવાહ હોય કે બધુ ભુલાવી તેમાં ઘસડી જાય અને કાઠા પરની પોંક પાર્ટીઓમા ઓછી સફાઈ, ઓછી સ્વચ્છતા હશે, પણ તેની પાછળ રહેલો ભાવ, અને તેની આસપાસ રચાતુ વાતાવરણ ઘરગથ્થુ પોંકમાં અલ્પ જ રહેવાનુ

મિ નિર જ્ને નાપસદ કરેલી સાદાઈમા તો કઈ કઈ સભારણા ભરેલાં હશે, કઈ કઈ હાસ્યોના કિલકિલાટ એણે ઝીલ્યા હશે, કઈક મજાકો, ઠઠ્ઠા મશ્કરી અને વિનોદના પડઘા એમાં પડ્યા હશે, કઈક ભાવિ દપતીના લગ્નગ્રથીના સૂત્રના પહેલા તાર સમુ તાગમૈત્રક તેના પર રચાયુ હશે, કઈક ઉપરી અધિકારીની મહેરબાની તેના પર જિતાઈ હશે સાદા અને અનાકર્ષક લાગતા શરીરની બુદ્ધિના કઈ કઈ ચમકારા એના પર ચમક્યા હશે

વ્યવહારૂ દ્રષ્ટિએ પોંક પાર્ટી અને ઊંધિયા પાર્ટી એ ઉપકાર વાળવાનુ કે મહેરબાની છતવાનું એક સરસ સાધન છે આપ—લેનું સાધારણ સાધન યોગ્ય કે શોભાસ્પદ ન લાગે ત્યાં ફૂલ, મીઠાઈ, પ્રેઝન્ટ તેનુ સ્થાન લે છે પોંકપાર્ટી તેવુ એક વધુ સાધન છે વકીલ જજોને, લેણદાર દેણદારને, આસામી શાહુકારને, ખેડૂત ક્ષેત્રપતિને, હાથ નીચેના માણસો અમલદારને, ગામલોક તલાટીને, તલાટી મામલતદારને પોંક ખવડાવે છે આવી પાર્ટીઓ કોઈની વાડીમા, કોઈ ખેડૂતના ખેતરમા, કોઈ ગૃહસ્થને બગલે ગોઠવાય છે, આવી પાર્ટીમા નદીકાંઠાનો સમાનતાનો સૂર નથી ખોટુ લાગશે નહિ કે લગાડશે નહિ એવી નિર્ભયતામાથી જન્મતી છૂટ નથી છતાંયે તોર, દમામ અને પ્રતિષ્ઠાના હાઉને હળવો કરતુ વાતાવરણ તો છે જ દિલની અસાધારણ મોકળાશ છે, ઓફીસ કે પેઢીમાં માલમ પડતો સીનો, ગાભીર્ય અને કડકાઈ ખેતરની ખુલ્લી હવામા કે બગલાની પવન લહરીમાં ઓગળી જાય છે હુકમ કરવામા, વ્યાજ ગણવામા, ગણોત ઉઘરાવવામા, માણસાઈ ભૂલી જતું મગજ, યજમાનના કુટુબનાં માણસની સંખ્યા, છોકરાઓના નામ, તેમનો વિદ્યાભ્યાસ, તેમના સગાંવહાલાંઓના નામ વગેરે જાણવાનો શ્રમ લેવા પૂરતુ કુમળું બને છે એનાથી કઈ વસૂલાત મળતી નથી, દેવુ ઘટતુ નથી, પણ અમીબિંદુ પડે છે અને તેનો ફેર બીજે

દિવસથી ઓફીસ અને પેઢીમાં મહેમાનના વર્તનમાં દેખાય છે. ખેડૂત આવા મહેમાનો માટે એક મણ જ્વાર ઓરી રાખે છે. મુરબ્બીઓ અને મહેમાનોનો રાજભાગ એમાં સમાયેલો હોય છે.

વ્યવહારૂ દ્રષ્ટિએ પણ અંગેઠી વાળા પાસે અને પટેલ પાસે કેટલુંક શીખવાનું મળે છે. સૌથી ઉત્તમ પોંક કદી શરૂઆતમાં મળતો નથી. વાની વાની કરીને જીભ થાકે ત્યારે છેલ્લો ફાલ વાનીનો નીકળે છે. કઠણ, પીળો થાતો પાણીમાં પલળીને દેખીતી રીતે પોચો લાગતો પોંક ખાઇને પોણી ભૂખ પૂરી થઇ જાય ત્યારે નરી વાનીનો પોંક આગ્રહ કરી કરીને પીરસવામાં આવે છે. તેની સુગંધ, કમાશ અને મીઠાશની આગળ આગલા હપ્તાની ફરિયાદ ભૂલી જવાય છે. વેપારીને આનાથી શીખવાનું મળે છે કે જ્યાં સુધી હલકો માલ ખપતો હોય ત્યાં સુધી તેને ખપાવવો અને ઘરાક ચેતી જાય તો ઉંચો માલ આપવો. કલાકારને શીખવાનું મળે છે કે સૌ સારૂં જેને છેવટ સારૂં. કોઇ પણ કલાકૃતિનો અંત સુંદર જોઇએ. વાર્તાનું છેવટ, ગીતની છેલ્લી કડી, કાવ્યનો અંત કલામય, આકર્પક, સ્મૃતિમાં જળવાઇ રહે એવો જોઇએ. કંઇ નહિ તો પોંકપાર્ટીનો આ બોધપાઠ ગ્રહણ કરીને આચરવામાં આવે તો ઘણી મીઠાશ જીવનમાં જળવાય.

## [૫] મેળા

તમારો પ્રિય માસ કયો એવો પ્રશ્ન સુરતીઓને પૂછવામાં આવે તો રાસ અને સાથીઆની શોખીન બહેનો આશ્વિન માસને; મલાઈ, પોંક અને ઉંબાડિયાના શોખીન માગશર માસને; કનકવાના શોખીન પોષ માસને; રસિકો માહ માસને, હોળૈયાઓ ફાગણ માસને, કુલ્ફી અને આઈસ્‌ક્રીમ-વાળાઓ ચૈત્ર અને વૈશાખ માસને,કેરીના શોખીનો વૈશાખ અને જેઠ માસને અને ઘોડાની શરતના શોખીનો અષાઢ માસને પોતાના પ્રિય માસ તરીકે ગણાવે. પણ વધુમતિએ સૌથી લોકપ્રિય માસનું માન તો શ્રાવણ માસને જ મળે. ભાવિક અને મોજીલા, દાનવીર અને ભિક્ષુક, બાળક અને વૃદ્ધ, એકવાર જમનાર અને અનેકવાર જમનાર, શિંગ વેચનાર અને ચગડોળ ફેરવનાર સર્વ આનંદ પામે એવો લોકપ્રિય માસ શ્રાવણ છે.

સુરત એક રસિક મોજીલું શહેર છે. કનુભાઈએ એને ગુજરાતનું પેરીસ કહ્યું છે. પણ તેમાં ધર્મનિષ્ઠા છે, શ્રદ્ધા છે, વિવાદને ખાતર રાખેલી વાગ્‌-સભામાં દલીલને ખાતર શાસ્ત્ર અને પુરાણની વિરૂદ્ધ એક અક્ષર બોલનાર વંકતાને તાળી પાડી ચૂપ કરી નાખવાનું સુરતમાં સામર્થ્ય છે. આસોના શુક્લ પક્ષમાં પ્રથમ નવ દિવસ સુધી અંબામાતાને મંદિરે ઉભરાતી લોકમેદની ગણો, મોટે મંદિરે શિયાળાની કડકડતી ઠંડીમાં મંગળાનાં દર્શન કરવા આવતાં ભાવિ-કોની સંખ્યા ગણો, શ્રાવણ માસમાં ભજન કીર્તન કરતાં કરતાં તાપી નહાવા જતી અને સ્નાન કરી પાછી ફરતી સ્નાનમંડળીને સાંભળો, તાપીના ઓવારા પર માત્ર પૈસા જેવી અલ્પ રકમ બદલ ભાવિક નાહનારનાં કપડાં સાચવનાર અને શુભહસ્તે તિલક કરી ચંદન લગાડી પુણ્ય અર્પનાર બ્રાહ્મણોની સંખ્યા ગણો, કાવડમાં તાપીનું જળ ભરી કતારગામમાં શ્રી કાશીવિશ્વનાથ સુધી લઈ જનારા ભક્તોની સંખ્યા ગણો, અધિક માસમાં બ્રાહ્મણોને આપવા ખરી-દાતાં તપેલી, પવાલી, અને વાસણોની કિંમતની ગણતરી કંસારાઓને ચોપડે કરો એટલે તમને ખાત્રી થશે કે સુરત ધર્મનિષ્ઠ અને શ્રદ્ધાળુ શહેર છે. તે સાથે મોજીલું અને ઉત્સવપ્રિય તો છે જ. એ ધર્મનિષ્ઠા અને મોજશોખનો સમ-

ન્વય શ્રાવણ માસમાં છે. શ્રાવણ માસ એટલે સમન્વય માસ, સમવાય માસ અર્થાત મેળા માસ.

મુંબઇના ચોરબજારની છાયા સમા જાની વસ્તુ ખરીદવાનાં શનિવારનાં હાટ પ્રત્યેક મહિને ચાર શનિવારે કિલ્લાના મેદાનમાં ભરાયા કરે છે. પણ સારે પ્રસંગે ભેગાં થતાં કટુંબીજનોની પેઠે બાકીના લગભગ તમામ મેળાઓ શ્રાવણ માસમાં કેન્દ્રીત થાય છે. શ્રાવણ માસ એટલે જાણે મેળાનો વરઘોડો. શ્રાવણના ઉત્સવપ્રિય દિવસોના સાજનના ઢોલી સમો દીવાસો દીવાની કોર્ટની સામે રામબાઇ, શામબાઇનો મેળો ભરી શ્રાવણના દરવાજા ખોલે છે. ત્યારબાદ દર સોમવારના મેળા છોકરાઓની જેમ આવે છે. સ્ત્રીઓનો ગણાતો અને મોટા મંદિરના સ્ત્રી પ્રધાન ભક્તોના પુણ્યપાદથી અંકિત થયેલા મંદિરની પાસેના મેદાન અને ચોગાનમાં ભરાતો પવિત્રાબારસનો મેળો મેળાઓની જાદરણી સમો છે. તાપીને કિનારે ભરાતો નાળિયેરી પુનમનો મેળો, વરઘોડાને છેડે નાળિયેર લઇ પાછા ફરતા સાજનના જેવો છે. અને છેલ્લો સોફા, પલંગ અને ફર્નિચર લાવતો અષ્ટમીથી અમાસ સુધી મેળાનો વરરાજાસમો અષ્ટમીનો મેળો આવે છે. તેની સાથે સાથે માથા પર ઇલેક્ટ્રીક્ની બત્તી લઇને વરઘોડામાં ફરતા માલિયા સમો છઠી નોમનો ભાઇઓનો મેળો આવે છે.

નાપસંદ કરી તે ક્રિયા ઘેર જઈ કરવાની મોકૂફ રાખી સિગારેટ પીધા કરી. ત્યાંથી અમે કતારગામ ગયા સુભાષને ગાડીમા બેસાડી ફૂલ અને ઘી લીધા બીલીપત્ર લીધા, ભીડમા ચગદાતા, ખુદાતા ચાલ્યા પ્રવેશ આગળ ઘટ વગાડયો શ્રી કાશીવિશ્વનાથના દર્શન કર્યા અને આધળા, લૂલા લગડાને પઠ પઈ આપતા બહાર નીકળ્યા તે બદલ શેઠીયા, દાતા, પુણ્યશાળી વગેરે વિશેષણો સાભળ્યા અને વશનો વેલો વધવાની ગેરન્ટી મેળવી, તાડછાનો પોપટ લઈ ઘેર આવ્યા



હુ વિચારને ચમળે ચઢયો પ્રત્યેક મેળામા ચગડોળનુ શું માહાત્મ્ય? દર વર્ષે શ્રાવણના સોમવારે ચગડોળમા બેસવું, જમરૂખ લાલ સફેદ રમવા, ચકરડી ખરીદવી, એનો શો હેતુ? એમા શો આનદ? આટલી છાતીના પા ટિયા ભીડાઈ જાય તેવી ગીરદીમા દર્શન કરવા જવાનો શો આગ્રહ? એકધારા વિવિધતા વગરના મેળામા શી મઝા? દર વર્ષે બાળકોને ફૂગ્ગા

અપાવી, ઘેર પહોંચતાં પહેલાં તેમની પાસે પૂરા કરાવવાનો શો આનંદ? કેટલાક તો એવા ય છે કે શેઠની પાસે રૂપિયો માગી લાવી સોમવારનો મેળો જાએ ને છોકરાંને જોવડાવે.

ઊંચી નીચી ચગડોળનાં પારણાં સમા ચોકઠામાં બેસતાં અને ઊંચે-નીચે ફરી ઊતરતાં માણસોને મેં મારી દ્રષ્ટિ સામે કલ્પ્યાં. લાકડાના સિંહ અને વાઘ, પાડો અને ઘોડો, હરણ અને બકરાની પીઠ પર બેસીને ગોળ ફરતાં લોકોનાં ચિત્ર મેં મારા મન સમીપ ખડાં કર્યાં, લાલ સફેદ જામરૂખ રમતાં, જામરૂખ કમાતા પહેલાંની આકાંક્ષા, કમાતાં સુધીની મનની સ્થિતિ અને કમાતા વખતની સનસનાટી કલ્પ્યાં. પવનમાં ફરતી ચકરડી ગાડીમાં ભેરવી તાડછાંનો પોપટ લઈ પાછા ફરતા શેરીયાઓની મુખમુદ્રા મેં યાદ કરી અને મહેમાનને જે નહોતું સમજાતું તે મને સમજાયું.

સુરતમાં વાક્શકિત જે વિપુલ છે તેના પ્રમાણમાં શરીર સામર્થ્ય નથી. મારામારીના લાઠી ઉછળવાના પ્રસંગ બને છે પણ જે અપૂર્વ શકિતનો વ્યય વાચાના યુદ્ધમાં થાય છે તેની આગળ એનો કંઈ હિસાબ નથી. જીવતા વાઘ, સિંહ, પાડા અરે ઘોડા કે હરણ પર બેસવાની શરીરસંપત્તિ સુરતીની નથી છતાં એ વિકરાળ સિંહ કે વાઘને વશ કરી તેની પીઠ પર બેઠા હોઈએ એ કલ્પના જ કેટલી ઉત્તેજક છે? પરાધીનતાના જમાનામાં એ ઘોડા પર બેસી ચગડોળમાં ફરતાં ફરતાં, એક પરાધીન દેશના શસ્ત્રવિહોણા ગુલામના હૃદય-ડંખની વાસ્તવિકતા ભૂલી જઈ અર્જુન, પ્રતાપ કે આર્થર બન્યા હોઈએ એમ લાગતું. ડુંગળા મોતીચંદ શેઠ સિંહ પર બેસી હાંકતા હતા તે વખતે તેમની બહાર નીકળતી જીભે કાલિકાનું સ્વરૂપ મારી આંખ સમક્ષ ખડું કર્યું હતું. જતાં જતાં એક બકરીના કાન પણ ન પકડી શકાય એવા બ્રિટીશ રાજ્યમાં તે બકરીના પતિની પીઠ પર ત્રણ ચાર મિનીટ ફરી શકવાથી કાયદાનો ભંગ કરનાર સત્યાગ્રહી હોઈએ એવું આત્મગૌરવ ઊભું થયેલું. વળી આપણાં દેવદેવીઓ પણ સિંહ, વાઘ, અશ્વ,પાડો બળદ વગેરે જાનવરોનું વાહન કરે છે, એ વાહન પર બેસી થોડીવાર ફરવાથી માણસ ઘડીભર દૈવી આનંદ પ્રાપ્ત કરે છે.

આંખ હર્ષથી મીંચાઇ જાય છે. દેવની પેઠે માણસ ભૂમિની ઉપર ફરે છે, મગજ કંઇક અસાધારણ અને અલૌકિક સ્થિતિ અનુભવે છે, એ દૈવી સ્થિતિ છોડી દેવી ગમતી ન હોય તેમ માણસ વાહનને મક્કમ પકડી રાખવાનો પ્રયત્ન કરે છે વળી ચગડોળમાં બેસનાર માણસ ફિલસૂફ બને છે. જીવનમા ઊંચાનીચી આવ્યા જ કરે છે તે ચગડોળમાં બેસનાર સહેલાઇથી સમજી શકે છે. ઊંચે ચઢતી વખતની સનસનાટી અને નીચે ઊતરતી વખતનો આચકો જીવનની લીલી સૂકી પર તેને સમદૃષ્ટિ અર્પે છે. કાળીદાસ ચગડોળમાં બેઠો હોત તો જીવનની દશા ચક્ર નેમિ ક્રમેણ ફરે છે એમ કહેવાને બદલે ગોળ ચગડોળ ક્રમેણ ફરે છે એમ જ લખત. જીવનની ઘટમાળ ગોળગોળ ફરે છે એ ભાન પણ ચગડોળ પરથી થાય છે. ચગડોળ શિક્ષકને વધુ પ્રવીણ શિક્ષક બનાવે છે. હું સ્કૂલમાં હતો તે વખતે શિષ્યોને પૃથ્વી ગોળ છે એ સમજાવતો હતો. ભૂગોળમાં પૃથ્વી ગોળ છે તે સમજાવવાને એક નારંગી પર એક માખી બેસી ગોળગોળ ફરે તો તે જ જગાએ પાછી આવે એ ઉદાહરણ આપ્યું હતું. તે છોકરાઓનાં બૂઠાં ભેજાંમાં પેસાડવાનો હું પ્રયત્ન કરતો હતો. કેટલીકવાર પાઠ્ય પુસ્તકોમાં મૂર્ખાઇભરેલાં ઉદાહરણો આપવામાં આવે છે. નારંગી પર માખી બેઠી એ તો સમજ્યા. પણ નારંગી પર બેસીને માખી તમારી સામુ ગોળ ગોળ ફરે એ સંભવિત છે? જમીન કે ટેબલ પર નારંગી પડી હોય તો માખી ગોળ ફરી શી રીતે શકે? અને હાથમાં લો તો એ શું તમારી સાયકલ છે કે ધારેલી વળે અને ધારેલી ગોળગોળ ફરે? છોકરાઓનાં વાસ્તવિક મગજે એ નમજવાની ના પાડી. મારી સમયસૂચકતાએ સૂઝાડયું કે ગઇકાલે જ મેળો ગયો છે. ચગડોળમાં છોકરાઓ બેસ હશે. મેં ચગડોળનો દાખલો આપી સમજાવ્યુ કે તમે ગોળ ફરતી ચગડોળમાં લાકડાના ઘોડા પર બેઠા હો અને ચગડોળ ફર્યા કરે તો એક વર્તૂળ પૂરું થાય એટલે તમે એકની એક જગાએ પાછા આવો. છોકરાઓને તરત આ વાત સમજાઇ. લાલસફેદ રમતનો અને કોઠે લગાવવાનો આનંદ પણ સમજવો મુશ્કેલ નથી. નસીબ અજમાવવાની જેને ટેવ છે, જે દાવ ખેલી શકે છે તે જ આ રમતનું હાર્દ અને આનંદ સમજી શકે છે. શેરબજારમાં સુરતે

હજારો રૂપિયા ગુમાવ્યાની વાત સાંભળું છું ત્યારે મને તો સુરતીઓ મોટા પાયા પર લાલ સફેદ રમતા જ લાગે છે. શેરબજારના ધંધો નાના પાયા પર તેમાં છે. એમાં જમરૂખ વેચનારો દલાલ છે, જેને કોઈ પણ પક્ષ ફાવે તેમાં દેવાળું નથી પણ જમરૂખની કિંમત મળે છે. શેર વેચવો કે લેવો એ જોવામાં શેરની જાત, નફો, રિઝર્વ ફંડ, કંપનીની મેનેજમેંટ વગેરેનો અભ્યાસ કરવો પડે છે તેમ જમરૂખ લાલ નીકળે છે કે સફેદ તેની હોડ મૂકતાં પહેલાં તેની છાલ પાતળી છે કે જાડી, પાકું છે કે કાચું, ગોળ છે કે લાંબું, વગેરે સંજોગો ધ્યાનમાં લેવા પડે છે કોઈવાર અંદરખાનેની ટીપ મળે છે. સામાવાળો બેફામ હોય ત્યારે જરા નખ મારી જોઈ લાલ છે કે સફેદ તે નક્કી કરવાની તક મળે છે અને કોઈવાર કપાવ્યા પછી હારનારના ગજવામાંથી ખોટો પૈસો કે કંઈ જ ન નીકળે તે વખતે દલાલને કોઈ પાર્ટી "ફેઈલ" થતાં ખોટ આવે તેવો પ્રસંગ ઉપસ્થિત થાય છે. એમ ને એમ દસબાર જમરૂખ ઘેર લાવવાનો જીવ ન ચાલે તો પણ આમ નસીબ અજમાવતાં અજમાવતાં સહેજે દસબાર જમરૂખ ઘેર લવાય છે. એક પઈ કે પૈસામાં એક હજારની હાર જીત થતી હોય તેવી લાગણી ભોગવવાની તક જવા દેવા જેવી નથી. પવનમાં ફરતી ચકરડી અને તાડછાનો પોપટ તો મેળો જોઈ આવ્યાનાં અને મહાદેવ જઈ દર્શન કરી આવ્યાનાં પ્રમાણપત્ર છે. એક મહાન કાર્યસાધના કરવી અને તેના ફળ રૂપે જે ચિહ્ન પ્રાપ્ત થયું તે ન ધારણ કરવું એમાં કહેવું એમાં શો અર્થ છે? ચકરડી ગાડીમાં ભેરવી લાવવાના અને તાડછાંનો પોપટ લાવવાના પ્રયોજનની બાબતમાં જે પ્રશ્નો ઊઠાવે છે તેને મારો એક જ જવાબ છે; જાત્રા પૂરી કરી છબિ અને તુળસીની માળા લોકો શા માટે લાવે છે? રકાક બેન્ડવાળા રકાકમીયાં પોતાને મળેલા ચાંદો શા માટે ભપકાથી પોતાના કોટ પર વરઘોડામાં લટકાવે છે? ટેનીસ અને અન્ય રમતોની હરીફાઈમાં જીતનારા પોતાને મળેલા ચાંદીનો પ્યાલો પોતાને ત્યાં કાચના કબાટમાં શા માટે દેખાય તેમ રાખે છે? રાવબહાદર, રાયબહાદુર અને વિવિધ બહાદુરો શા માટે પોતાને મળેલા ઈલકાબનાં ચિન્હ સમા ચંદ્રકો ગવર્નર સાહેબના દરબારમાં કે એવે પ્રસંગે લટકાવે છે? એ સવાલના જવાબ તેમની પાસે મેળવો.

એટલે કાગઝની ચકરડી અને તાડછાનો પેપર લઇ, કપાળે ચટન કરાવી શ્રાવણના સોમવારે પાછા ફરતા સુરતીઓની મનોદશા તમને સમજાશે

સુરતના ઉત્સવમાં ઊંચ કે નીચ, સ્ત્રી કે પુરુષ સર્વને સ્થાન છે દીવાસો અને છડીનોમનો મેળો મુખ્યત્વે ખારવા લોક અને ભાઇનો મેળો છે પવિત્રા બારસનો મેળો મદિરના ભાવિક ભકતોનો અને સ્ત્રીઓનો મેળો છે આખલીઆ, વેલણ, ઠેલણગાડીઓ ઘરઉપયોગની લાકડાની વસ્તુઓ ખરીદવાનો એ અવસર છે મદિરે પવિત્રા ચઢાવવા ભાવિક ભકતો આવે તે કાં તો મેળામાં થઇને આવે કે પાછા ફરતા મેળામાં થઇને જાય. અને કેટલાક તો મેળામા થઇને ય આવે અને મેળામાં થઇને ય જાય. પવિત્રા બારસના મેળાની વિશિષ્ટતા એ છે કે બાળકનાં માબાપો એક બીજાનાં છોકરાઓને રમકડા અપાવવાની રીત કરે છે. મેળામા તમારાં સગાના જેટલાં છોકરા મળે તેને તમે રમકડાં અપાવો અને તમે તમારો છોકરો જો પ્રભુકૃપા હોય તો તેની દયા પ્રમાણેના તમામ છોકરા સાથે રાખ્યાં જ હોય તેને તમારા સગાં અપાવે આમ છોકરાઓનું સારી રકમનું રમકડા ફડ પવિત્રાબારસને દિવસે ઊભુ થાય છે

સુરત એકવાર બંદર હતું જાહોજલાલીની ભવ્યતા અનુભવતુ હતુ તેની યાદી ઘણા મહાનુભાવ કાગળ લખનારાઓ શિરનામામા તેમ જ કાગળની શરૂઆતમાં સુરતને સુરત બદર લખીને આપે છે. એમ કહે છે કે તેનો ઉદ્દેશ સુરતીઓને ઉત્તેજવાનો અને જૂની જાહોજલાલીનો ખ્યાલ આપી તે જાહોજલાલી પ્રાપ્ત કરવા પ્રેરણા આપવાનો છે પણ આનાથી હજી યે સુરત બંદર તો ગણાય છે જ અને એવો સતોષ ચોર્યાસી બદરના વાવટા ગણાતા સુરતના ભૂતમળ માટે ઉત્પન્ન થાય છે આપણુ સુરત સોનાની મૂરત હતું એવું અભિમાન વધારે અને પતન માટે શોક ઉત્પન્ન ઓછો થાય છે સુરત બદર એ ચોર્યાસી બંદરનો વાવટો હતું એની યાદીમાં બળેવને દિવસે સુરતીઓ તાપી કિનારે માથા દીઠ બબ્બે આના આપી હોડીમા બેસી આવી, હોડીમા પદર મીનીટ ફરી આવી, આપણા પૂર્વજો સુરતના સોદાગરો સમુદ્રોમા આમ મુસાફરી કરતા હતા તેવો આનંદ અને સંતોષ માણી આવે છે અમે જે

હોડીમાં બેસીએ છીએ તે જ અમારી જલયાત્રા, જલવિહાર, જલદર્શા, રત્નાકર અને જલરશ્મિ અમારા સ્મરણમાત્રથી પવિત્ર કરતી તાપીને નાળિયેર નાળિયેરી પૂનમને દિવસે ચઢાવીએ છીએ અને સુરત બંદરની પુરાણી જાહોજલાલીને હોડીમાં બેસી આવી અંજલિ આપી વર્તમાનમાં સંતોષ અનુભવીએ છીએ.

બીજા મેળાનાં સામાન્ય તત્ત્વો ઉપરાંત અષ્ટમીના મેળામાં વિશેષ તત્ત્વ ફર્નિચર તથા જૂનાં કપડાંનું છે. પારસી શેરીના નાકાથી તે ભવાનીના વડ સુધી મ્યુનિસિપાલિટીની પરવાનગી લઈને ઓટલા પરથી રસ્તા પર પડતી દુકાનો માંડી ફર્નિચરવાળાઓ પોતપોતાની જુદી જુદી કૃતિઓ વેચવા ગોઠવે છે. સુરત બહારના વેપારીઓ પણ આ તકનો લાભ લઈ હાટ માંડે છે. એ હાટ પહેલા બે ત્રણ ચાર દિવસ મુખ્યત્વે પ્રદર્શન અને પાછલા બે ત્રણ દિવસ મુખ્યત્વે ખરા વેચાણનું બજાર બને છે. પહેલા દિવસોમાં ઘરાક ભાવ પૂછવા આવ્યો છે એમ સમજી દુકાનદારને પણ ઉત્સાહ ઓછો રહે છે. હમણાં ઊંચો ચઢશે અને છેલ્લે પાછો ઘેર માલ લઈ જવા કરતાં ઓછે આપી દેશે એમ માનીને ઘરાક ગરજ બતાવતો નથી. આમ છતાં યે ભૂલચૂકના સોદા થઈ જાય છે.

જીવનના પ્રત્યેક વિભાગમાં clearance સાફસૂફીની જરૂર છે. શરીરનો કચરો સાફ કરવો જરૂરી છે તેમ ધંધામાં પણ કચરો સાફ થાય તો વેપાર કરવાની સૂઝ પડે છે. અષ્ટમીના મેળામાં ફર્નિચરવાળાનો કચરો સાફ થાય છે. નકામું પડેલું, મોંઘીવાળું લાકડું, ન પસંદ કરેલો માલ, રોજના ઘરાકને ન આપી શકાય તેવું ફર્નિચર સુશોભિત બની એબ ઢંકાવી,નવા પાલીશના ચમકારામાં ઠઠેરો કરી નીકળેલી શ્યામવર્ણી પ્રૌઢા સમી માત્ર દેખાવથી મન હરી, ઘરાકોને ગળે પડવા, અષ્ટમીના મેળામાં આવી પડે છે. અલબત્ત, કેટલાક ફર્નિચરવાળા સારી, સંગીન અને સુશોભિત વસ્તુઓ પણ મેળામાં મૂકે છે. છતાં મેળામાં માત્ર ફર્નિચર જોવું અને વિશ્વાસપાત્ર દુકાને બનાવવાની વરદી આપવી એ કેટલાકનો સિદ્ધાંત હોય છે. મારા એવા કેટલા મિત્રો છે કે પચ્ચીસ વર્ષ થયાં મેળા જુએ છે પણ ઘોડી કે સ્ટૂલ સિવાય

કંઈ મેળામાંથી ખરીદતા જ નથી. આમ છતાં મેળામાં તકલાદી માલ મળે છે એમ માનનારા અને જાણનારા કિંમતના પ્રમાણમા મફત છે, જોયું ત્યારે લઈ લઈએ, પાછુ કોણ શોધવા અને વરદી આપવા નીકળવાનું છે વગેરે મન મનાવવાના ખુલાસા કરી દેખાવથી અંજાઈ મેળામાંથી વસ્તુઓ ખરીદ કરે છે.

આમ છતાંય આ ફર્નિચરનુ વેચાણ જરૂરી છે એવું મારા પોતાના તથા વનલીલાબહેનના દાખલાથી સાબીત થયુ છે. અમારે ત્યા ઊંચું સ્ટૂલ યાને ઘોડી ઘણાં વર્ષથી ન હતા. અમે ઘરની મરામત કરાવીએ, વીજળીના ગોળા સાફ કરાવીએ ત્યારે હમેશ ભૂખણકાકાની ઘોડી માગી લાવતા. માગતી વખતે મને શરમ આવતી અને માગતી વખતે હું ઘોડી કરાવી લેવાની મનમાં ગાંઠ વાળતો પણ મારાથી કદી નીકળાતું નહિ. મેળામાં મેં સ્ટલ જોયુ અને તેની કિંમત લલ્લુ ગજજરને પૂછી ત્યારે લલ્લુએ મને સામું પૂછયુ "વાપરવુ છે ? વાપરવું હોય તો ઓર્ડર આપીને બનાવજો." કેવો સવાલ ? વાપરવુ નહોતું તો શુ સજનમાં આપવું હતુ ? ત્યાર પછી તેને બીજે શ્રાવણે ભૂખણકાકા શ્રાવણમાસના મેળામાં મારી સાથે આવી લલ્લુના વિરોધ છતાં મને સ્ટૂલ અપાવી ગયેલા. તે જ મુજબ વનલીલાબહેન ઘરમાં છોકરાને રમવાનુ એકે રમકડું વસાવે નહિ. તેમનો બિપીન જેને ત્યાં રમવા જાય તેને ત્યાંથી એક રમકડું લઈ આવે અને વનલીલાબેન શમા સાથે બે દિવસ રહીને પાછું મોકલે બે દિવસમાં જેને ત્યાંથી રમકડું ગયું હોય તેનુ છોકરૂં રડીને અડધું થઈ જાય. છેવટે અમે એક અષ્ટમીના મેળામાં તેમને લઈ ગયા ને વખાણી વખાણીને દસ રમકડાં અપાવ્યાં. અષ્ટમીનો મેળો ન હોત તો મારાથી સ્ટૂલ લેવાત નહિ અને જન્મારા સુધી ભૂખણકાકાના ઓશિયાળા રહેવુ પડત. અષ્ટમીનો મેળો હોત નહિ તો વનલીલાબહેનનો બિપીન અને તેના ઉત્તરાધિકારીઓ સ્નેહીઓને ઘેરથી રમકડાં ઊંચકી લાવી તેમના છોકરાને ત્યાગ અને સમદૃષ્ટિના પાઠ ભણાવ્યા કરત.

અષ્ટમીના મેળામા એકવારના નવી ઢબનાં પણ જૂના થયેલાં વસ્રોની હરરાજી થાય છે જેને એવાં સિવેલાં નવાં કપડાં પહેરવાં અશક્ય છે તે તેમને આકર્ષક ગણી વેચાતાં લઈ જાય છે. વેચનારની જીભ પર કાળીદાસનો

આછો પ્રભાવ હોય છે. તે અમુક વસ્ત્રો અમુક નવાબ સાહેબનાં, અમુક શેઠી-આનાં, અમુક મહાન વ્યક્તિનાં કહીને વેચે છે. "આ રાજાસાહેબનો ઓવરકોટ ચાલશે" એમ સાંભળી ઓવરકોટ જવાની તૈયારીમાં જોઈએ છીએ ત્યારે લેનારની કુંડળીમાં રાજ્યોગ ઉચ્ચ પ્રકારનો નહિ તો તેની આછી છાયા હોવી જોઈએ એમ માનવાને કારણ મળે છે અદશ્ય ફિલસૂફને આત્મજ્ઞાન આવવાની આ હરરાજી શકિત ધરાવે છે, ગીતાના અભ્યાસીને તરત યાદ આવે છે:

> वासांसि जीर्णानि यथा विहाय
> नवानि गृह्णाति नरोऽपराणि ।
> तथा शरीराणि विहाय जीर्णा
> न्यन्यानि संयाति नवानि देही ॥

શરીર પર થયેલા ખીલ, ચાંદા કે ફોલ્લાની વ્યથા ભૂલી જઈ, આ શરીર પણ કયાં સુધી ચાલવાનું છે? આ જાના કપડાંવાળાઓએ કપડા ત્યજી દીધાં તેમ એક દિવસ શરીરને ત્યજી દેવાનું છે, એમ સંતોષ માની ઘેર જાય છે.

શ્રાવણને અંતે માણસ ઘણો આનંદી, ઘણો ધાર્મિક, ઘણો સંતોષી અને મોટો ફિલસૂફ બની જાય છે. એકટાણું ખાઈને તનની શુદ્ધિ અને મનનો સંયમ કેળવે છે. શહેરની સ્વચ્છતાના પ્રતીક સમી શહેર સુધરાઈ આગળ થઈ, ચકલા આગળ થઈને દરવાજા બહાર નીકળી મેળાના જન-સમુદાયમાં ભળે છે..એ મેળો બીજે દિવસે દેખાતો નથી. તે પરથી 'જગમે દો દિનકા મેળા' હોવાની તેને ખાતરી થાય છે. અને એ બે દિનમાં જે ભોગવ્યું તે ખરું અને મહાલી લીધું તે સુખ એવો નિશ્ચય કરે છે અને પરિણામે ગણપતિ ચોથના લાડુ માટે તૈયાર થઈ જાય છે.



# પંજો ત્રીજો

## [૧] દાંડીઓ

મહાપુરુષોને પ્રભુએ અમર કરી અવિચળ પદ આપ્યાં છે એ જાણીતી વાત છે. કોઈ કોઈ ભાગ્યશાળીઓને દત્તાત્રય, વસિષ્ઠ જેવા મહર્ષિઓનાં દર્શન થઈ જાય છે અને પાછળથી ભાન થાય છે કે જેનાં દર્શન થયાં તે મહાન વિભૂતી હતી. પ્રભુએ શ્રી ધ્રુવને પણ ઉજ્જ્વળ અને અવિચળ પદ આપીને સ્થાપ્યા છે. પણ તેમાં ફેર એટલો છે કે આપણને માત્ર તેમના ઉજ્જ્વળ પ્રતીકનાં દર્શન થાય છે. બીજી વિભૂતિઓ તો તેમના જીવતા જાગતા પણ છૂપા વેષમાં આપણામાં ભળી પાછી અદ્રશ્ય થઈ જાય છે. તેથી કોઈ વિભૂતિ મને મળી પોતાના ગુપ્ત વેશથી છેતરી ન જાય તેની હું હંમેશ કાળજી રાખું છું. ભારતના યશસ્વી રાજાઓમાં મને વિક્રમ માટે અત્યંત માન અને પૂજ્યભાવ છે અને હું માનતો આવ્યો છું કે, રસિક, વિદ્યાવિભૂષિત, પરોપકારી ગોબ્રાહ્મણ પ્રતિપાળ લોકસેવક પ્રેમશૌર્યથી અંકિત-વીર વિક્રમને પણ તેની વૃત્તિ અને પ્રવૃત્તિને અનુરૂપ પદ મળ્યું જ હોવું જોઈએ. કાર્યદક્ષ, સરકારી નોકરોને સરકાર તેમની નોકરીના સ્થળ માટે બનતી પસંદગી આપે છે તો મહાનુભાવોને તેમના Head quarters—મુખ્ય પ્રવૃત્તિ સ્થળની પસંદગી કરવાની તક ન મળે એ બનવા જોગ નથી.

હરરાત પોતાની પ્રજાનાં સુખ દુઃખ નિહાળવા જાતે નગરચર્યા કરનાર, દેવદમની ઘાંચણની ઉસ્તાદ પુત્રી નિર્મળ કમનીને ઘતમાં હરાવી તેનો દંડ જીતનાર, એક નવા શ્લોકના સર્જન માટે સવાલાખ મહોરનું ઈનામ આપનાર, પ્રચંડ ઠનો વિજેતા, હરિસિદ્ધ માતાનો ભક્ત, નીચી વેશ્યાનો પરાજય કરનાર, રસિક વિક્રમ પોતાના મુખ્ય સ્થળની પસંદગી કરે તો સુરતની જ કરે એમ હું માનતો આવ્યો છું. ઉજ્જન સમી રસિક સુરત નગરી છે. ક્ષિપ્રા, સમી રમ્ય અને પુનિત તાપીને તટે તે આવેલી છે. હરસિદ્ધ સમી જાગતી જોત

અંબિકા અને બહુચરા અહીં છે. ગાય કે બ્રાહ્મણ બેમાંથી એકની પણ સુરતમાં ખોટ નથી. નીલીની સખીઓ પણ નથી એવું નથી ઉજ્જનમાં મહાકાળેશ્વર છે તેવા અહીં કતારેશ્વર અને કાશીવિશ્વનાથ છે. એટલે જો પ્રતાપી વિક્રમ સ્થળની પસદગી કરે તો સુરતની જ કરે કારણ કે ઉજ્જનમાં તો એ તુરત પરખાઈ જાય.

વિક્રમ સુરતમાં જ ફરતો હોવો જોઈએ એવી મારી માન્યતા હોવાથી એ મને છેતરી ન જાય તેની હું ખાસ કાળજી રાખતો. જ્યાક કોઈ લાંબા હાથ વાળો દેખાય તો તેના પગમાં પદ્મ છે કે નહિ તે જાણવા ઉત્સુક રહેતો. તેમના બૂટ ઉતરાવવા તેમને જમવા પણ બોલાવતો. પણ તે પગે પદ્મ વિનાના નીકળતા અને મારી શોધ નિષ્ફળ જતી એક દિવસ શિયાળાની કકડતી ઠંડીમાં હું ગરમ સુટમાં સૂરક્ષિત થયલો રાત્રે બાર વાગે ચિત્રપટ જોઈ પાછો ફરતો હતો ત્યારે મને ફાટેલાં વસ્ત્રમાં ઠંડીમાં ધ્રૂજતો દાંડીઓ મળ્યો: "મોટી બેન, બાર વાગ્યા"ની હાક એણે મારી. અને મને તુરત લાગ્યું કે વિક્રમ મને મળ્યો.

જો દાંડીઓ વિક્રમ જ ન હોય તો સુરતમાં જ કેમ? દાંડીઆ સમી વ્યક્તિ ભરગુજરાતમાં તો શું પણ ભર હિંદમાં કે દુનિયામાં હોવાનું જાણ્યું નથી. દાંડીઓ એ સુરતની વિશિષ્ટતા છે. જો વિક્રમ રૂપે દાંડીઓ સુરતમાં ફરતો ન હોય તો બીજું કોઈ પણ સંતોષકારક કારણ દાંડીઓ સુરતમાં કેમ છે તેનું આપી શકાતું નથી.

વિક્રમની તમામ ભાવના દાંડીઆએ ઝીલી છે. વિક્રમના તમામ ગુણ અને વૃત્તિ દાંડીઆમાં છે વિક્રમની લોકકલ્યાણની ભાવના, વિક્રમનાં પરાક્રમ, વિક્રમની રસિકતા, વિક્રમનુ ગોબ્રાહ્મણ પ્રત્યેનું માન, વિક્રમની પ્રજાસેવા, વિક્રમની પ્રજાનાં દુ:ખસુખ જાણવાની આકાક્ષા, અને આહાર નિદ્રા પરના કાબૂ દાંડીઆમાં છે. વિક્રમ અને દાંડીઆનું સામ્ય એટલું વિવિધ, એટલુ ચોક્કસ છે કે સાધારણ નિરીક્ષણથી પણ માલમ પડી આવે તેવું છે.

પ્રથમ અને દેખીતું સામ્ય નગરચર્યાનું છે. નગરચર્યા એ વિક્રમનો પ્રિય ક્રમ હતો. દરરોજ અને ખાસ કરીને રાત્રિએ છૂપા વેશમાં એ નગરમાં ફરતો

અને પ્રજાના સુખ દ ખ એ જાતે નિહાળતો લોકવાયકા જાતે સાભળતો શિયાળાની ટાઢ, ઉનાળાનો તાપ કે વર્ષાનો વરસાદ આ નિત્ય ક્રમમા આડખીલી ન કરી શકતાં તેનો વી સમી સદીનો પ્રતિનિધિ સુરતનો દાડીઓ_પણ શિયા



ળાની કકડતી ટાઢમાં, વર્ષાના સુસવાટા અને પ્રચંડ મેઘધારામાં, ગ્રીષ્મની પાન પણ ન હાલે તેવી ઉષ્મામા માત્ર એક હાથમાં ડુગડુગી અને બીજા હાથમાં ઝાંખો ફાનસનો દીવો લઇ, વીજળીના જમાના પહેલાંની ઢોર કે માણસ ન ઓળખાય તેવી સુરતની શેરીમાં પણ દાંડીઓ નગરચર્યા કરતો આવ્યો છે.

ઉમાદે ગોરાણી ભરરાતે સૌ ઊંઘે ત્યારે ઊઠણ દંડ લઇને જેગણીને મળવાને જતાં તે વિક્રમે નિહાળેલ. માનવીનાં રહસ્યો એણે જાણેલાં દાંડીઓ પણ બધું જુએ છે, બધું સમજે છે. રમણલાલ રોજ રાતે મોડા પાછા ફરે છે તે એ જાણે છે રાતે પાછા ફરતા રમણભાઇ એને મળે ત્યારે કેમ રમણભાઇ શેઠ એમ સંબોધી સ્મિત કરે છે, ત્યારે મનમાં એટલું જ કહે છે "હું બધું સમજું છું." જગત સૂતું હોય ત્યારે ચંડિકા અને ધણી વચ્ચે ચાલતી તકરાર એ સાંભળે છે. અને સંખ્યાબંધ માણસોના ઉપરી હોદ્દેદારને પોતાની પત્ની તડકાવે એ સાંભળી પોતે મનમાં હસે છે. નિશાચરોને એ ઓળખે છે. અભિસારિકાને એ પિછાને છે. અને આશાતંતુ પર વિરહ નિભાવતી વિરહિણીના નિસાસા એ સાંભળે છે.

જેવો વિક્રમ સાચો પ્રજાસેવક હતો તેવો તે છે. એ રાજસેવક નથી, એની કોઇએ નિમણૂંક કરી નથી, એનો પગાર કોઇએ બાંધી આપ્યો નથી. વિક્રમ સમો નિર્ભય અને નીડર, માત્ર લોકરક્ષણ અને લોકકલ્યાણની ભાવનાથી જ અને લોકચર્યા નિહાળવાની આકાંક્ષાથી પણ હથિયાર વગર પોતાની દાંડી ડુગડગી લઇને રાતે બારથી ચાર વાગ્યા સુધી ફરે છે. આને માટે એણે કંઇ વેતનની આશા રાખી નથી કે કંઇ પગાર નક્કી કર્યો નથી. રોજ રાતે એક રોટલી, વધેલી દાળ કે કઢી અને ટાણાને દિવસે પૈસો જે આપે તેની પાસેથી એ લે છે. રાતે નવ વાગે દાંડીઆને રોટલી અપાવજોજીની બૂમ મારે છે. ખુદ એ અને એની દાંડી એ પ્રજાનાં છે. એની દાંડી ડુગડુગી તૂટી જાય છે ત્યારે લોકોના પૈસે સંધાય છે એનું ફાનસ ફૂટી જાય છે ત્યારે લોક લઇ આપે છે. વિક્રમ જેવો રસિક તેમ જ નિઃશંક ચારિત્ર્યનો આદમી છે. એ નથી ઓળખતો કોઇ રામ સમા મોટાભાઇને, નથી પિછાનતો લક્ષ્મણસમા લઘુભાઇને, નથી પ્રિય એને પુત્ર કે પિતાનું સગપણ. એ એક પિછાને છે

એની મોટીબેનને. દાડીઓ રોન ફરે છે ત્યારે બૂમ મારે છે ' મોટી બેન, બાર વાગ્યા છે કે ચાર વાગ્યા છે' એ મોટી બેનને કહે છે કે મોટી બેનને દાડીઓ સંબોધે છે તેમા યમલમા દેખાતા ભાઈ બહેનના કોમળ સંબધની મીઠાશ છે રા ચંદ્રવદન મહેતાનો વિશ્વાસ ધરાવનાર મિત્રો કહે છે કે યમલ તેમણે દાડીઆ પરથી લખ્યુ છે દાડીઓ જાણે છે કે પુરુષનુ ક્ષેત્ર ઘરની બહાર છે. ઘરની અધિષ્ઠાત્રી મોટી બેન છે મોટી બેન દરરોજ રોટલીની રક્ષા બાંધે છે દાડીઓ દરરોજ મોટીબેનને જાગતા રાખતા તેમને વીરપસલી આપે છે

દાડીઓ ગોબ્રાહ્મણ પ્રતિપાળ છે વિદ્વાન અને વૈભવશાળી વિક્રમ બ્રાહ્મણને આદર સન્માન આપતો અને પોતાના પ્રાણના ભોગે પણ ગોબ્રાહ્મણનું રક્ષણ કરવા તત્પર રહેતો પોતે બ્રાહ્મણને ત્યા એક દિવસ મહેમાન રહ્યો ને રાત્રિએ વિધાતાએ બ્રાહ્મણ પુત્રના લલાટે લખેલા છઠીના લેખ જાણી તે ટાળવાના મિથ્યા પ્રયાસ કર્યા પછી તેને જિવાડીને જ વિક્રમ જપ્યો હતો તે પ્રણાલિકાને દાડીઓ પણ વળગી રહ્યો છે બ્રાહ્મણને સામે આવતો જોઈ તે આઘો ખસી જાય છે બ્રાહ્મણના ઘરમા ચોરી થતી ભાગ્યે સંભળાય છે દાડીઆની હાજ-રીમાં બ્રાહ્મણને કોઈએ માર માર્યો કે રંજાડ્યો, એવુ મે સાંભળ્યુ નથી બ્રાહ્મણે માંડેલી ઘણી ફરિયાદ અરજીઓ મે વાચી છે અને તેમાં પડેલા જુબાની પુરાવા મે તપાસ્યા છે છતાં એક કેસમાં પણ એવુ જોયુ નથી કે દાડીઆના

આવું આચરણ કરતી નહિ અને જો કળિયુગમાં મતિ બગડવાથી ગાય ન્યાય-વિરુદ્ધ કામ કરે તો ગાયને હળવેથી અટકાવવી જોઈએ.

દાંડીઆનાં હિંમત તથા શૌર્ય અને તે સાથે તેની નમ્રતા અને નિઃસ્વાર્થી-પણું પ્રશંસાપાત્ર છે. રાતે રોન ફરતો પોલીસ કંઈ નહિ તો દંડો લઈને ફરે છે. દાંડીઆને ચોરની, તેના શસ્ત્રની બીક નથી. ધાડપાડુઓને પકડવા જતાં કે ચોરીની ખબર પડતાં પોલીસ ધમપછાડ કરી મૂકે છે. સંખ્યાબંધ માણસો બંદૂક અને રિવોલ્વરનો સરંજામ લઈને ઉપડે છે. ઘોડા, મોટર બંદકની તેમને મદદ છે. પણ ભવાનીનો આ ભકત તો લાકડી સરખી પણ રાખીને ફરતો નથી કારણ કે તેને ખાત્રી છે કે તેને બહુચરા અને અંબિકાનું રક્ષણ છે. આટલા આટલા ચોર પકડવા છતાં, ચોરી અટકાવવા છતાં નામના મેળવવાનો પ્રયત્ન તેણે કર્યો નથી અને છાપામાં પોતે સાહસ છપાવ્યું નથી. ઉલટું બીજાને તેનો જશ ખાટી જવા દીધો છે. એ કાંઈ પણ નામની આશાથી કે માનપ્રાપ્તિની આશાથી કરતો નથી. માનપાન કે ઇલ્કાબ તેણે હજી સ્વીકાર્યા નથી. કેટલાક લોકો તેને ઉમળકાથી દીનરક્ષક દાંડીઓ કહે છે તે એને ગમે છે. પણ પોતાને માટે પોતાને મોઢે તે કદી 'દીનરક્ષક' શબ્દ ઉચ્ચારતો નથી.

વિક્રમની માફક દાંડીઆએ પણ 'જીતી નિદ્રા જીત્યો આહાર' અને એ 'કીર્તિ પામ્યો અપરંપાર'. લોક કલ્યાણને ખાતર પોતાની નિદ્રા અને રાત્રિના સ્વાસ્થ્ય-નો તેણે ભોગ આપ્યો છે. રાત્રે આઠથી દસ રોટલી લેવાને બહાને ફરનાર, બારથી ચાર નગરચર્યા કરનાર દાંડીઓ, દિવસે પણ જંપતો નથી. લાકડાની ખપાટ ચીરાવવી છે એ પ્રશ્ન પૂછતો ઘણીવાર તે શહેરમાં ફરે છે અને લુચ્ચા ભટકતા લોકોને તે ધ્યાનમાં રાખે છે. ખપાટ ચીરવાનો ભાવ નક્કી કરવાને બહાને લાકડાં ચીરતાં ચીરતાં વચ્ચે વિસામો ખાતાં ખાતાં તે સ્ત્રીચરિત્ર નિહાળે છે અને પ્રજાના માનસ તથા સુખ દુઃખનો અભ્યાસ કરે છે.

આમ ઘણી બાબતમાં સામ્ય ધરાવતો હોવા છતાં સુરત નગરીનો સાધનહીન દાંડીઓ પોતાના પૂર્વજન્મના સાધનસંપન્ન વિક્રમ કરતાં વધુ મહાન છે. અને વિક્રમનો આત્મા દાંડીઆના કાર્યથી વિકાસ સાધી રહ્યો છે એ નિર્વિવાદ છે.

વિક્રમ ઘણી મુશ્કેલીમાં વૈતાલની મદદ લેતો અને ઘણીવાર નિરૂપાય થઇ જતો ત્યારે ઉઘાડું ખડ્ગ લઇ હરિસિદ્ધ માતાને મંદિરે જતો અને ખડ્ગથી પોતાનો વધ કરવા કોશીશ કરતો એટલે હાં હા કરીને હરિસિદ્ધમાતા તેને બચાવી લેતા અને રસ્તો બતાવતાં દાંડીઓ વૈતાલની તો શું પણ પોલીસની પણ મદદ નથી લેતો. આ ઉપરાંત વિક્રમ પાસે અમૂલ્ય પંચદંડ હતા ઊડણ દંડથી તે હવામાં ઊડી શકતો દાંડીઓ એરોપ્લેન કે વિમાનનો ઉપયોગ કરતો નથી. તાડન દંડથી તે લાલિયા પીકાનો માર મરાવી શકતો દાંડીઓ, લાકડી, કે હંટરનો ઉપયોગ કરતો કે કરાવતો નથી. વિક્રમ મહાન સાહસો અભયદંડની સહાયથી કરતો. દાંડીઆની અભયતા એની પ્રકૃતિમાં રહેલી છે, નહિ કે કોઇથી પ્રાપ્ત નિર્ભયતામા. વિક્રમ પાસે નિર્મળ દમનીથી મેળવેલા દંડ વડે અભેદ્ય દીવાલ ખડી કરી શકવાની શકિત હતી. દાંડીઆ પાસે દીવાલ ઊભી કરવા માટે પોતાનુ શરીર માત્ર છે. વિક્રમ અજીત દંડથી અજેય હતો. દાંડીઓ પોતાની અતર્ગત શકિતથી અજેય છે. વિક્રમ પાસે અખૂટ વૈભવ, મોટુ લશ્કર, રસાલદાર ઘોડા અને અસાખ્ય અનુચર અને સૈનિકો હતા. દાંડીઓ દરિદ્રનારાયણનો ઉપાસક છે, અને એકલે હાથે અને વિના સાધને જન કલ્યાણનો ભાર ઉપાડે છે. દાંડીઓ ઉજ્જનના સાધન સંપન્ન રાજા કરતાં અનેક રીતે ચઢીઆતો છે.

જ્યાં સુધી સુરત ઊભું છે, જ્યાં સુધી વિક્રમ સંવત ચાલે છે, ત્યાં સુધી વિક્રમનું શૌર્ય, વિક્રમનુ ઔદાર્ય, વિક્રમનો ત્યાગ, સ્ત્રી સન્માન, વિક્રમની ચોકસેવાની જીવત મૂર્તિસમો દાંડીઓ સુરતમાં નગરચર્યા કર્યા કરશે.

## [૨] ડગલા ભટ

સુરતની સુંદરમાં સુંદર ઋતુ શિયાળો છે. શિયાળાની શરૂઆતની ગુલાબી ઠંડક અનુભવાવતો કારતક, હોઠ અને આંગળાં ફાટી જાય અને વિયોગ વસમો લાગે એવી ફરમાસું ટાઢનો અનુભવ કરાવનાર માગશર અને પોષ અને પિયેર જતી પ્રિયતમાની છેલ્લી સ્નિગ્ધ દૃષ્ટિ સમી છેલ્લી છેલ્લી વૃદ્ધ શિયાળાની સરી જતી ટાટનો આહ્લાદ આપતો માહ એ ચાર માસ સુરતનો શ્રેષ્ઠ અને આહ્લાદક સમય છે. બીજી રીતે કહો તો એ સુરતની ખરી સુરત છે. સુરતના બહાર વસતા વતનીઓ સુરતમા રજા લઈને આવે છે તો એ ઋતુમાં આવે છે. મિત્રો એ ઋતુમા નિમંત્રણનો સ્વીકાર કરે છે યા તો નિમંત્રણ મોકલે છે. લગ્નો એ ઋતુમાં વધારે મહાલાય છે. મોજીલું સુરત એની મોજીલી દિશામાં એજ ઋતુમા સપૂર્ણ ખીલે છે

રમત ગમતનાં મેદાનો સુરતમાં ઓછાં છે, તેનો લાભ લેવાની વૃત્તિ ઓછી છે. કલબ જીવન હવે વિકસવા માંડ્યું છે, પણ પહેલાં તો સવારના પહોરમાં ઓટલા પર દાતણ કરતાં કરતાં યા તો વાળુ કરીને-ઓટલે બેસી ગપ્પાં મારતાં મારતાં જ જીવનના કંઈ કંઈ પ્રશ્નોની ચર્ચા થતી અને હજીયે એ ઓટલા કલબો તો ચાલુ જ છે આમ શુદ્ધ અંગ-કસરત ઓછી હોવા છતાં આપણા અગમચેતીવાળા પૂર્વજોએ-તેના થોડા ઘણા પ્રતિકાર આગળથી યોજ્યા છે કમંડળ, ગાગરો ઊંચકી, કંડીઓ ખેંચી, કથરોટો ઊંચકી પીરસતાં પીરસતાં કસરત મળે તે માટે જ્ઞાતિજમણો, ઓચ્છવો, તેરમા, ગૌરવ, અને લગનિર્માની નાતો વારંવાર જમાય એવી પ્રણાલિકાઓ પહેલેથી દાખલ કરી છે. સ્ત્રીઓ આ લાભથી વંચિત ન રહી જાય તે માટે નોતરાં દેવા જવાનો, દરેક જમણ કે વરા પ્રસંગે પોતાના સગાસંબંધી, મિત્રો, સ્નેહીઓને ત્યાં ઢાકવા જવાનો યા તો પીરસણ પીરસવા જવાનો રિવાજ પ્રચલિત કરવામાં આવ્યો છે અને કસરત બરાબર મળે ને કામ સહેલાઈથી ન પતે માટે, નિકટના સગાંને ત્યા તો શાકભાજી, ચટણી, અથાણા સાથે ઢાંકવું એવો નિયમ રાખવામાં આવ્યો છે. સુધરેલા મુંબઈને પગલે ચાલી કેટલાક સુધારકોએ અમારે તો સ્ત્રીવર્ગને

ઢંકાવી ઢકાવી થકવી નાખવો નથી અને ચાલ્લા પણ રાખવાની એ થવી ચળવળ શરૂ કરી છે પણ તેમા આ રૂઢિ પાછળ રહેલ શુભ આશય તો સમજી જ નથી શકયા એમ જણાય છે સ્રીઓ અને વૃદ્ધ પુરુષો બીજું કંઈ ન કરે તો માત્ર જુદાં જુદા મદિરોએ દર્શન કરે તો પણ પૂરતી કસરત ને વ્યવસાય મળે તે માટે જુદા જુદા દેવ દેવીઓનાં મદિરો જુદી જુદી જગ્યાએ બનાવ્યા છે શ્રાવણ માસમા કતારગામ પગે ચાલતા જઈ દર્શન કરવાનો મોટો મહીમા કબૂલ રાખ્યો છે માત્ર સ્મરણથી પાવન કરતી તાપીના હર પ્રાત કાળે કે સાયકાળે દર્શન કરી દૂધ ચઢાવવાનો મોટો મહિમા માન્યો છે પણ આ ઉપરાત શિયાળાની એક વિશિષ્ટતા છે શિયાળાના પરોઢિયે બાળકો છોકરા, મરદો અને આ નવયુગની સ્વતન્ત્રતાનો આહલાદ ચાખ્યા પછી તો સ્રીઓ પણ ફરવા નીકળે છે શિયાળાની ફરમાસુ ઠડીમાં મોટા ભાગે તાપી નદીના પૂલ પર યા તાપી નદીને સામે પાર આ ખુશનુમા ઋતુને આવકાર આપવા જાણે હૃદય પણ બહાર નીકળી પડતુ હોય તેમ તેને અટકાવવા અદબ મારીને લોકો આટા મારે છે

આ ફરવાવાળાઓથી પણ વહેલી શિયાળાના પરોઢિયામા સુરતમા એક વ્યકિત નીકળે છે તે પાછો ફરતો દાડીઓ નથી કારણ કે દાડીઆ તે પહેલાં પોતાની છેવટની ફરજ બજાવી હવે મોટી બેનને ઘેર કોઈ ચોર ચોરી કરવા જવાનો નથી એવી ખાતરી થવાથી ઘેર પહોચી ગયો છે. પણ આ પે દાડીઆ જેવો જ પૂજા સેવક છે તે તાપીના પૂલ પર કે સામે પાર શિયાળાની તાજગી ભરેલી ખુશનુમા હવા ખાવા કે દિવસના પરિશ્રમના પુરસ્કાર માટે આગળથી ભાથુ મેળવવા નીકળ્યો નથી પણ એ તો સુરતની શેરીએ શેરીએ પોતાની દર્દભરી શોકભરી કહાણી પદ્યમાં પોતાની સહજ હલકથી સંભળાવવા નીકળ્યો છે, એને માથે પાઘડી છે, શરીર પર ધોતિયું અને કડીવાળો જામો છે હાથમા કૂતરાંને હાંકવાનો ડંડો છે રોજબરોજ એ એક જ દર્દભર્યું ગીત લલકારે છે: "ડગલો ડગલો થાય છે ને શિયાળો વહી જાય છે ડગલે ડગલે પીળી પટી એ ડગલો મે જોયો નથી. ડગલે ડગલે રાની કોર તે ડગલો પહેરાવે શ્રી રણછોડ."

આ ગીત ઉપરાંત એ બીજું કંઇ બોલતો નથી મોંઢેથી માગણી કરતો નથી. ટગલો આપે છે તો તે લે છે શિયાળાના જે ટગલા મેળવે છે તે ભેગા કરી આખું વર્ષ ચલાવે છે. ફરી બીજા શિયાળામાં એજ પાઘડી, એવુંજ ધોતિયું, એ જ



ડયા, એજ દર્દભરી—ચૌઢભંગી કહાણી, એ જ અનુકંપા, સહાનુભૂતિ પે ! કરતું ગીત

જગત એટલું આત્મલક્ષી થતું જાય છે કે બીજાના દુઃખ, દર્દ કે યાતના સમજવાની તેને કંઈ પડી નથી. કોઈ વિચાર નથી કરતું કે આને શું દુઃખ છે? આ એકધારૂં દુઃખ, એક સરખી પ્રણાલિકા, આ દર્દભરી હલક પાછળ શું રહસ્ય છે? ડગલા ભટ એક સાધારણ માગણ છે તો તે આખા વર્ષ દરમિયાન કેમ નથી માગતો? એ શિયાળામાં જ કેમ માગવા નીકળે છે? અને માગવાનો તેને બીજો સમય નથી મળતો કે ગોદડ છોડવું વસમુ લાગે તેવે સમયે ભર પરોઢિયાની ઠંડીનો સામનો કરી નીકળી પડે છે? એ એકલો ડગલો જ કેમ માગે છે? એને ધોતિયું, ખમીસ કે બીજા પહેરવાના વસ્ત્રોમાં રસ નથી? અને માગે છે તો તેમાં આટલું બધું દર્દ કેમ છે? શું વહેલો તે પહેલો એ સૂત્રે દિવસના છેડેના તારણમાં નીકળેલી ઔદાર્યની પુગતનો પહેલો લાભ એ લઈ લેવા માગે છે?

વારંવાર મારી ગુલાબી ઊંઘમાંથી એણે મને ઉઠાડ્યો છે પહેલા તો હું એના પર ખીજવાતો હિંદુસ્તાનના ફોજદારી કાયદાની મનુષ્યવધની કલમ પણ મેં એ રોષના પરિણામે તપાસેલી અને તપાસનું પરિણામ ગંભીર જણાવાથી ક્રોધને ત્યાં જ મારી મૂક્યો. આ શિયાળામાં ફરીવાર મહોલ્લામાં ન આવે તો બે કોટ આપવા કહ્યું તે લાલચને વશ થઈને પણ તેણે તે કરાર કર્યો નહિ. ધીમે ધીમે મને એના ગીત પાછળ રહેલું દર્દ સ્પર્શવા લાગ્યું તેમાંથી સમભાવના જાગી એ સમભાવનામાંથી એ દર્દ પાછળ રહેલું રહસ્ય તપાસવાનું મન થયું એ રહસ્ય મને એક દહાડે અણધાર્યું મળી ગયું

શરદના કોટપાટલુનનો ભૂખણનો આ ત્રીજો વાયદો હતો હું નક્કી કરેલા સમયથી ૪૪ મિનિટ પાછળ એટલે મુંબઈ ટાઈમે કોટ પાટલુન લેવા ગયો કોટ પાટલૂન તૈયાર ન હતા લડાઈમાં એક હાથ ગુમાવેલા સૈનિકની પેઠે કોટને એક જ બાંય ટાંગેલી હતી અને સંયમ વિનાના માણસની જીભની જેમ કોઈ વસ્ત્રોએ હજી બટનનું નિયંત્રણ પ્રાપ્ત કર્યું ન હતું 'સાહેબ, જાઓ સવે ઘેર મોકલાવી આપીશ.' ભૂખણે કહ્યું 'આ જરા બહારગામવાળાનું ઉતાવળનું

કામ કરવા બેઠો એટલે ભાઈનાં કોટ પાટલૂન પૂરાં ન થયાં. કાયદાનો જાણકાર ન હોય તેને ભૂખાળુની ડોકી દબાવવાનું મન થાય તેવો પ્રસંગ હતો. એટલામાં ડગલા ભટને પસાર થતા જોયા. તેમણે મારી અને ભૂખાળુ વચ્ચેની વાતચીત સાભળી હતી તેમણે એક દર્દભર્યું અને રહસ્યભર્યું સ્મિત કર્યું "કેમ, તમને પણ આવો જ અનુભવ થયો છે?" મેં પૂછ્યું.

"મને તો શુ, મારા વડવાના વડવાને પણ એ જ અનુભવ થયેલો. જાત કંઈ બદલાય છે?" ડગલા ભટે પેટ હાલવ્યું.

એ જવાબે ડગલા ભટનો દર્દનો કોયડો ખૂલી ગયો. એની વેદના સમજાઈ, કડકતી ટાઢનો સામનો કરીને પણ પોતાની લડત આગળ ધપાવવાની પોતાની ચળવળ ચાલુ રાખવાની એની ધગશ સમજાઈ. દરજીની દુકાનોનો ત્યાગ કરીને પારકા જ ડગલા માંગી પહેરવાનો રાણા પ્રતાપના સમો અણનમ તેનો ટેક સમજાયો. એકની એક દર્દભરી વાણીથી અનુકંપા ફેલાવી શત્રુના એકના એક જ વ્રણ પર ઘા મારવાની તેની વેરનીતિ સમજાઈ. સમજાયું કે ડગલા ભટના કોઈ પૂર્વજે રણછોડ નામના કોઈ દરજીને શિયાળાની શરૂઆતમાં ડગલા શીવવા આપેલા અને રણછોડને ચોખ્ખી સૂચના આપેલી કે ડગલે ડગલે રાતી કોર મૂકવી. તેમ જ ડગલે પીળી પટી મૂકવી. રણછોડે ટૂંક મુદતનો વાયદો કરેલો. પણ જાતિસ્વભાવ મુજબ રણછોડે વાયદા કર્યા કર્યા. હવે ડગલો ક્યારે પહેરું? શિયાળો તો વહી ચાલ્યો એવી કંઈક વિનંતિ કરી પણ તે નકામી ગઈ. રણછોડ પોતાના જાતિ સ્વભાવને વળગી રહ્યો. ન ડગલો બનાવી આપે, ન કપડું પાછું આપે. અને સાંજથી સવાર અને સવારથી સાંજ ખોટા વાયદા કર્યા કરે. મહારાજે જીવ પર આવી જઈ કોર્ટમાં ડગલાનું કપડું ખાઈ જવા બદલ ફરિયાદ કરી. હીરો હીરાને કાપે એ ન્યાયે દરજીએ એક ચકરી પાઘડીવાળા વકીલની સલાહ લીધી. તેણે સલાહ આપી કે ડગલાનું કપડું મળ્યું નથી એમ બચાવ કરવો. મહારાજનો કેસ પુરાવાના અભાવે નીકળી ગયો. પણ મહારાજ કોર્ટમાં કેસ હારી ગયા. તેથી કપાળે હાથ દઈ બેસી ગયા નહિ. મહારાજ ફરીને રણછોડ પાસે ગયા અને રણછોડને કહ્યું: 'ડગલો આપે છે કે નહિ? ડગલો આપશે નહિ તો ગલીએ

ગલીએ ફરીને તને ફજેત કરીશ કે રણછોડ દરજી એવો બદમાશ છે કે શરત મુજબ કપડાં શીવી આપતો નથી અને ઉલટું કપડું પણ લઇ જાય છે.' પણ રણછોડ ડરે તેવો ન હતો, એ પણ સરકારી અમલદારના નોકરનાં કપડાં શીવતો હતો. તેણે મહારાજને કહ્યું કે, "તારાથી થાય તે કરી લે!"

મહારાજ ભગવાન ચાણકયના વંશજ હતા. ચાણકયના પિતા શિવગુપ્ત ગંગાસ્નાન માટે જતા હતા તેટલામાં દર્ભનું શૂળ તેમના પગમાં લાગ્યું, એની પીડા ઘણી થઇ તો પણ તેમણે ગણી નહિ. આખરે પગ પાકતાં તેમનું મરણ થયું. આ ઉપરથી પિતાના શત્રુઓ એ કુશોનું મૂળ પૃથ્વીમાંથી ઉખેડી નાખવાની તેણે પ્રતિજ્ઞા લીધી. તે પાર પાડવા માટે ખરે બપોરે તીવ્ર તડકામાં તપેલી ભૂમિકા પર જઇ તે સમૂળ દર્ભ ઉખેડતા અને મૂળમાં મધનું એકએક બિંદ ટપકાવતા તે એવા આશયથી કે મધને લીધે ત્યાં કીડીઓ પેદા થશે અને ઊંડામાં ઊંડા મૂળને પણ ખાઇ જશે. ત્યાર બાદ નંદના શત્રુ વિકારે નંદના પિતાના શ્રાદ્ધ માટે તેને લઇ જતાં નંદે અપમાન કરતાં તેણે પણ લીધું કે નંદોને નિર્મૂળ કરીને શિખાબંધન કરીશ તે પ્રતિજ્ઞા પણ તેમણે પાળી અને નંદનો ધ્વંસ કર્યો. મહારાજ એજ ભગવાન ચાણકયના વંશજ હતા. તેમણે પણ દરજી કુળ સામે પોતાનો વિગ્રહ આરંભ્યો. તે રણછોડની ફજેતી કરવા નીકળ્યા. તેણે દર્દભર્યું ગીત પરોઢિયે લલકારવા માંડ્યું. એક તો દિવસના ભાગમાં કામકાજમાં પરોવાયલા માણસને બીજાના દુઃખ સાંભળવાની પરવાહ ન હોય તેથી અને બીજું તો ગોદડામાં ભરાયલા માણસને જ કપડાંની વધારે કિંમત હોય તેથી શિયાળાની કકડતી ટાઢમાં રણછોડનો ફિટકાર કરતાં કરતાં તેણે રણછોડને નીચે મુજબ સંભળાવવા માંડ્યું: "મને રણછોડ કહેતો હતો કે હું તમને ડગલા પર રાતી કોર મૂકી આપીશ, ફક્કડ ડગલો શીવી આપીશ પણ રણછોડ ડગલો પહેરાવે ત્યારે ને! પણ રણછોડ કહેતો હતો કે હું ડગલે ડગલે પીળી પટી મૂકી આપીશ પણ એ ડગલાનું તો મેં મ્હોં પણ જોયું નથી." એણે દરજીનો વિશ્વાસ કરવો બંધ કર્યો. દરજી ભરોસાપાત્ર નથી. વચન પાળતા નથી એમ પ્રચાર કરવા ડગલા શિયાળાની ટાઢમાં ફરી ફરી માગીને પહેરવા માંડ્યા. તેણે નિશ્ચય કર્યો કે શિયાળામાં ડગલા માગી મૂકવા અને આખું વર્ષ પહેરવા. એની આખી

યોજનામાં રણછોડ અને દરજી કુળ પરનો દ્વેષાગ્નિ રહ્યો હતો. મહારાજની યોજના એ હતી કે રણછોડનો ઋતુશ્રેષ્ઠ સમો શિયાળો બગાડવો. તેને જંપીને બેસવા ન દેવો. શિયાળામાં લોકો પાસે ડગલા માગવા દર્દથી, હલકથી તેમના જીવ જીતીને ડગલા તેમની પાસે મેળવવા. ડગલા આપતા જાય તેમ નવા શિવડાવતા જાય તેમ રણછોડ પર દબાણ વધતું જાય. રણછોડ શિયાળાના નાના દહાડામાં કેટલું સીવે ? અને સીવ્યા જ કરે તો એનો પોંક ખાવાનો જાય. એનું ઊંધિયું માણવાનું જાય. મલાઈ ખાતાં પણ તેને સ્વાસ્થ્ય ન રહે. રાતે પણ તે વાયદાની હાયથી જંપીને ન સૂએ અને વાયદાની હાય આવી કરીને પણ જરા જંપીને સૂતો હોય ત્યાં પરોઢિયે મહારાજનો ફિટકાર સંભળાય, "ડગલો ડગલો થાય છે, અને એક પાપે વહાણ ડૂબે તેમ રણછોડને પાપે આખું દરજી કુળ પણ ફિટકાર પામે.

મહારાજે પ્રાણ છોડ્યા તે પહેલાં ચાંનવયણે પોતાના પણના પાલન માટે પોતાના છોકરાને ભેગા કર્યા હતા તેમ પોતાના છોકરાઓને બોલાવ્યા અને સલાહ આપી: "છોકરાઓ ટેક છોડતા મા, રણછોડને છોડતા નહિ. તેના કુળને છોડશો નહિ. લડત ચાલુ રાખજો. રણછોડ પર ફિટકાર વરસાવજો. દર શિયાળે પરોઢિયે રણછોડના નામ પર ફિટકાર વરસાવતા ડગલા માગતા સુરતની શેરીઓમાં ફરજો. જે રણછોડ અને રણછોડના વંશજો સુધરશે અને વાયદા પ્રમાણે કપડાં આપતાં શીખશે તો પણ આપણે જનસેવા કરી ગણાશે. જ્યાં સુધી તેમ ન થાય ત્યાં સુધી લડત ચાલુ રાખજો અને લડત છોકરાઓને વારસામાં આપતા જજો."

વેરને લઈને ચાણક્યે નંદને ઉખેડી નાખ્યો. માધવે વેરને લઈને ગુજરાત પરદેશીને શરણે સોંપ્યું તે જ વેરને લઈને ડગલા બાબતમાં ફિટકાર કર્યો હોવાથી ડગલા ભટને નામે ઓળખાતા બ્રાહ્મણના વંશજ દરજીના પ્રતીક સમા રણછોડ દરજી પર ફિટકાર વરસાવતા દર શિયાળે કકડતી ટાઢમાં હજીયે સુરતની શેરીમાં ફરે છે ત્યાં સુધી 'સુઈની સાંજ અને મોચીનું વહાણું' એ કહેવત ખોટી ઠરશે નહિ. જ્યાં સુધી દરજીઓ પોતાનો સ્વભાવ સુધારી વાયદા પ્રમાણે કપડાં સીવી આપતા થશે નહિ ત્યાં સુધી દરજી પર ફિટકાર વરસાવતો ડગલાભટ સુરતની શેરીમાં શિયાળે શિયાળે ફરજ કરશે.

# [૩] સુરતનો રાજા

કહે છે કે, જન્મ, લગ્ન અને મૃત્યુ એ પ્રત્યેક માનવીના જીવનના મહત્ત્વના બનાવો છે પણ તેની અગત્ય એકલેથી જ અટકતી નથી એક માનવીનાં જન્મ લગ્ન અને મૃત્યુ બીજા કેટલાકોના જીવનમાં તેના પડઘા પાડે, છે કોઈ પણ એક મિત્ર કે નજીકના સગાને ત્યાં વસતીપત્રકમાં વધારો થયો એટલે શ્રીમતીની ઇસ્પીતાલની મુલાકાતોની શરૂઆત થઈ જાય છે જો છાપામા આવી હકીકતો છપાતી હોત તો જરૂર નીચે મુજબ છપાય. શ્રીમતી એ આજે સાંજે સૂતિકાગ્રહની મુલાકાત લીધી હતી અને પારણામા સૂતેલા ચિ. બાબાને તપાસ્યો હતો તેના આખ, કાન નાક વગેરે તમામ ઈન્દ્રીઓ એક યા બીજા સગા સાથે સરખાવી હતી અને તેના વજન બાબતમા જો કે થોડ઼ા અસંતોષ જાહેર કર્યો હતો પણ થોડા વખતમાં ભરાશે એવી આશા વ્યકત કરી હતી બાજો રડી ઊઠતાં તેનામાં કુટુંબીજનોવાળા જીવતી રહેશે એવો મક્કમ વિશ્વાસ દર્શાવ્યો હતો આ ઉપરાત જન્મ થાય યા લગ્ન કરે એટલે બીજાના દિલમાં સમસ્યા ઊભી થાય, 'આપીશું શુ?' હાંડી, પ્યાલા ચમચી, જામ, . કાવગી, કેશૅસોકસ, વગેરે એટલાં સાધારણ થઈ ચૂક્યાં છે કે ચોકસીઓમા કોઈ પ્રતિભાશાળી પુરુષ પાકે તો સારુ એવું દરેકને લાગ્યા કરે છે મૃત્યુ થયું કે દરક કામ છોડીને સ્મશાને જવાનુ અને સાજે પાછા ઊઠમણે-આંસુ લૂછવા જવાનું તે જુદુ આ ઉપરાંત જન્મથી કેટલાકની આશાના કચ્ચરઘાણ થઈ જાય અને મૃત્યુથી કઈક જીવનમા પ્રાણસંચાર થાય

સુરતમા લગ્ન કે મૃત્યુ એટલે સુરત બહાર રહતા સંગાંવહાલાંને મને કે કમને સુરતની મુલાકાતનો પ્રસંગ આમારા મહાસુખભાઈની ઓફિસની ફાઈલ કોઈ તપાસે તો દેખાશે છ વર્ષમા ત્રણ મામા બે કાકા, બે માસી એક ફોઈ, બે દાદી અને એક દાદો તેમણે મારી નાખેલા નીકળે અને ચાર ભાઈ એક બહેન, ત્રણ ભત્રીજા અને બે ભાણેજા પરણાવેલા નીકળે. દરેક શિયાળામા પોક ને પાપડીની મોસમમા એમના સગાવહાલામા લગ્ન યા મરણ થયાની તેમની ઓફિસમા નોંધ નીકળે.

લગ્ન સુરતમાં એક મહત્ત્વનો અવસર છે. ગરમીની ઋતુમાં શીતળ ટેકરીઓ પર, હવા ખાવાનાં સ્થળો પર રાજા રજવાડાં ઊતરી પડે છે. આખોયે રજવાડો સુરતમાં લગ્ન સરામાં ભેગો મળે છે. સુરતનો પ્રત્યેક વર રાજા છે. જો બધિર વરરાજા રાજા હોય તો સુરતનો વર રાજાધિરાજ છે. લગ્ન એટલે બધું જ રજવાડી. પૂરેપૂરી નવાબી. લગ્ન એટલે હથ્થા મારીને પૂરો કરવાનો અવસર નહિ પણ શરતીના પેચનો વિષય. ચા આઠ વાગે થાય, માંડવા મુહૂર્ત દસ વાગે નિરધાર્યું હોય તો બાર વાગે શરૂ થઇ ૨ વાગે પરવાર્યું સમજવું. અને બાર વાગ્યે ધાર્યું હોય તો લોકો બે કલાક મોડા આવશે એમ ધારીને દસ વાગે નિરધાર્યું સમજવું. ઘડિયાળના કાંટા સરકારે એક કલાક આગળ ૧૯૪૪માં કરેલા. પણ સુરતે તો કલાક બે કલાક પહેલેથી જ પાછળ કરી મૂકેલા. એટલે એક કલાક વહેલું થતાં સુરતમાં તો માત્ર સમતોલતા આવી રહેલી. ગ્રહશાંતિ ઉર્ફે ગૃહશાન્તિ ઉર્ફે ઘરશાંતિ ઉર્ફે ઘરસાંતકનો સમય બપોરે બેનો રાખ્યો હોય તો સમયસર ગ્રહશાંતિ માટે આવનાર માંડવા મુહૂર્તનો પૈસો પણ મેળવી શકે. કલવાને વખતે ગ્રહશાંતિ પૂરી થાય એટલે વરઘોડાને વખતે કલવો આવે અને હસ્તમેળાપને સમયે વરઘોડો નીકળે. રાજાની સવારી નીકળે તે રાજમાર્ગે ટહેલતી ટહેલતી પોતાના ઐશ્વર્યવૈભવનાં દર્શન કરાવતી કરાવતી, રસ્તામાં Reinforcement નવી ભરતી લેતી લેતી બે કલાક મોડી માંડવે પહોંચે. અને વખતસર પણ પહોંચે શી રીતે? છગનકાકા કહે છે તેમ એ તો લગન છે, કંઇ બચ્ચાનાં ખેલ છે? પાંચ સાત સાજેલા હોય તેમાં કોઇની છોકરી ઊંઘી ગઇ હોય તો તેને ઉઠાડી રડતી છાની રાખી દૂધ પાઇ તૈયાર કરવાની. એકાદબીજા સાજેલાની ચારકને આવતાંજ મોડું થાય. બધા સાજેલા સાથે વેજાસર તૈયાર થઇને આવી પહોંચ્યા તો વરરાજાની પાસે કયો સાજેલો રાખવો તેમાં કંઇ તકરાર થાય. જો વરરાજાની પાસે જમનાભાભીની કાલિન્દીને રાખી તો મગનભાભી કૂવે પડે અને જો મગનભાભીની રંજનને રાખે તો જમનાભાભી માથું કૂટે. અર્ધા કલાકે કોઇ બીરબલ કે કાલીદાસ નીકળી આવે અને વરરાજા પાસેની ચારકને બે ઘોડા જોડી બંને છોકરીને સાથે એક ચારકમાં

બેસાડે. આ ગ્રુપમાં એક વાજાવાળો બીજી વરદી કરવા ચાલ્યો જાય અને લગ્નમાં 'વાજાં' વગર તે કેમ ચાલશે રે?' એટલે તેમાં એક કલાક બીજો નીકળી જાય. વળી બે કલાક મોડું થયા પછી જો હસ્તમેળાપ ગોસાંઇના બાળકના પાવનકારી હાથે થવાનો હોય તો કોઇ મોટરમાં તેડવા જાય ત્યાર બાદ મોટરને પાવન કરી તેઓ માંડવો પાવન કરે ત્યાં સુધી હસ્તમેળાપ થાય નહિ. ત્યાર બાદ રીસાવાનું મનાવાનુ, લડવાનું વગેરે લગ્નને આવશ્યક વિધિઓ પૂરી થાય ત્યારે વધૂયાત્રા પતિગૃહે આવી રહે.

સુરતના આ રાજાને જે બાદશાહી સાહેબી મળે છે તે ભાગ્યે જ તેને બીજે પ્રસંગે જીવનમાં મળતી હશે. ચાલતું હોય તો કેટલાક શોખીનો પાછા પોતાની ધણિયાણી સાથે જ બીજીવાર પરણી પાછા એ બાદશાહી માણી લે. ગમે તેટલું કમાતો હોય પણ લગ્નના અવસરે તો વર રાજા. એટલે એ તો એની મેળે પીઠી ચોળાવી તાબુતનો વાઘ બની હાથે મીંઢળ બંધાવી ઘરમાં કે વાડીમાં ફર્યા કરે. એ બિચારાથી ચકલો છોડીને તો જવાય જ નહિ. રાજાઓ ઓછા જ દોડાદોડી કર્યા કરે છે? એનો વ્યવસાય જે મધુર જીવનમાં તેણે પ્રયાણ કરવાનું છે તેને લગતાં મીઠાં સ્વપ્નો સેવવાનો અને મીઠી મજાકો ખમવાનો. રાજાઓ મધુર સ્વપ્નો સેવે છે અને મશ્કરાઓનો વિનોદ ઝીલ્યાજ કરે છે ને? એનો પહેરવેશ પણ રાજા જેવો. જાતે મોઢ વાણિયા ઉમર વર્ષ આશરે ૨૨ ની. ધંધો દુકાનદારીનો. તેમની બહોતેર પેઢીમાં પણ કોઇ વખત યુદ્ધમાં તલવાર વીંઝેલી નહિ. પણ લગ્ન વખતે દરેક પેઢીએ ઓછામાં ઓછી એકવાર તો બૂઠી તલવાર લાલ ચૂંદડીએ વીંટાળેલી ઝાલેલી. એ ચૂંદલડી ઝીણા ઝરમર વરસતા મેહથી ભીંજે નહિ, પણ બૂઠા કટાયલા ખાંડાના કાટથી અંકિત થાય. અને મોઢ વાણિયા પરણવા જાય ત્યારે તો પૂરા સિસોદિયા. માથે હરિભાઇ રજવાડી ડ્રેસવાળાને ત્યાંનો ભાડતી સાફો, મોટા મંદિરના જૂના પટાવાળા અગર રજવાડાના કોઇ નિવૃત્ત દરબારીને હાથે બંધાવેલો સાફો ને તેના પર કલગી. ગળામાં દલીચંદ શેઠને ત્યાંથી માગી આણેલો મોટો મોતીનો હાર. પગે મોજડી, લગ્ન સિવાયને દિવસે જો ગમનલાલ આ સાફો ને મોજડી પહેરીને નીકળ્યા હોય તો અપરિચિત માણસને તો એમ જ થાય કે લોકોના ખાસ આગ્ર-

લથી છેલ્લી રાત ભજવવા રહેલી કંપનીના નટ ધારી ભૂમું લેવા નીકળી પડ્યા છે

સુરતના વરઘોડા વરયાત્રા એ સુરતની એક મહાન વિશિષ્ટતા છે વરયાત્રા એ તો પરીરાજની સ્વારી છે બીજે વરઘોડે એ માત્ર વરને ઘોડા પર બેસાડી કન્યાને માટે પહોંચાડવાનો એક પ્રસંગ હશે, સુરતનો વરઘોડો એ તો એક



નિહાળવાનુ, નિરખાવવાનુ, યોજ્વાનુ દૃશ્ય છે એ કંઈ પાંચ પદર માણસો ભેગા કરી તેમાં વરને વચ્ચે રાખી મોટર વચમાં બેસી કન્યાને માંડવે ઓછુ જ દોડી જ્વાનું છે? વરઘોડાની આગળ ચાલે નિશાન તોરણવાળા યા નાકમ્ટુઓ બે છોકરા હાથમાં ચપ્પુ પકડી એક બીજાનાં નાક કાપવાના હોય તેવી લડાઈનો દેખાવ કર્યા કરે અને ઘણાં વરઘોડામા જવાનુ એટલે નાક ખરેખર કાપી નાખવાનું તો પરવડે પણ શી રીતે? ત્યાર બાદ શરૂ થાય સાબેલા ખાંડ વાનાં સાબેલાં નહિ હો, પણ જોવાના ઘોડાની ચોરેઠની અંદર ભરેલા તકિયાને અઢેલીને વેશઆભૂષણથી બનીઠનીને બેઠેલો હોય એક માનવ નમૂનો, હોય સ્ત્રી જાતિનો યા પુરુષ જાતિનો દેખાવડો હોય ત્યા સુધી સારો, ન હોય તો 'વાંકો છે, પણ મારો તો છેને' એ ન્યાયે સગાને નાખૂશ ન કરવા પણ બેસાડવો પડે પાચ આઠ વર્ષની ઉંમરનો હોય તો એકાદ નજીકનો સગો સાબેલાની સાથે સાથે ચાલ્યા કરે પણ જો નમૂનો નવો હોય તો વળી એક ઘાટણ કે રામો ગુરુત્વાકર્ષણનો નિયમ અમલમા આવતો અટકાવવા તેના પર નજર રાખવા સામેની બેઠક પર વધારામા બેસી રહે પ્રત્યેક બે સાબેલાની વચ્ચે એક ઢોલી યા એક બેન્ડ નાના બાળકો ઊંઘી જઈને તેમને નિરખવાનો લોકોનો લ્હાવો ન બગાડે તે માટે અવાજ કરીને તેમને જાગતા તો રાખવા જ પડેને? અને વરઘોડો જોવાની શોખીન સુરતની પ્રજા વરઘોડો આવ્યો છે એમ જાણીને કામકાજ પડતુ મૂકી જોવા દોડી આવે અને પૂરો નથી થયો એમ ખાતરી માની જોયા કરે તે માટે પણ આ । અવાજ તો કર્યાજ કરવો પડે નો રમતીયાતાનું સ્વરૂપ જાળવી રાખવા માટે સાબેલાઓની વચ્ચે કંઈ પણ વિવિધતા તો રાખવી જ પડે જેટલા સાબેલા વધારે તેટલી વરઘોડાની કિંમત મોટી કેટલા કેરટની જેમ સોના માટે પૂછાય તેમ કેટલા સાબેલાનો એમ વરઘોડા માટે પૂછાય એ ઝબકારા મારતા વસ્ત્ર અને આભૂષણમાં શોભતા પાવડરના લપેડાવાળા સાબેલાને વધુ સ્પષ્ટ નિરખાવવાને બે હરિજન માથે કીટસન લઈને દરેક સાબેલા આગળ ચાલ્યા જ કરે ચાલુ દિવસે તો ભૂલેચૂકે કોઈ હરિજનને અડકાયું તો મ ધુમકા કપડાં બોળી માથાબોળ ન્હાય પણ વરઘોડામા તો સાબેલા સાથે ઝૂમતા મ ધુમકા યાતો વ્યવસ્થામા આમ તેમ દોડતા મ ધુકામા

આદિક ડઝન વખત દીવાવાળાને અડકે પણ ઘેર જઈને ચાઈના સિલ્કનો કોટ, સુરતી પાઘડી, અને કસબી કિનારવાળા ધોતિયાને સોનાપાણીની છાંટ નાખી ઊંચા મૂકી દે અને પોતે બીજે દિવસે ન્હાય ત્યારે હરિજનને યાદ કરે.

સાએલા પૂરા થાય એટલે આવે રઝાક બેન્ડ. આગળ રઝાક જાતે પોતાના તમામ સોનાના ચાંદા ડગલે લટકાવી બેન્ડની સામું મોંઢું કરી લાકડી હલાવીને સંજ્ઞા કરતો કરતો કોઈવાર ભૂલ થતાં ભ્રમર પર કરચલી વાળી ઠપકો દેતો દેતો પાછા પગે ચાલતો જાય. એનું બેંડ મોસમના નવા ડ્રેસમાં સજ્જ થયેલું છેલ્લામાં છેલ્લા નાટક કે સીનેમાનું ગીત વાજાંમાં ઉતારતું ચાલતું હોય. રઝાક એટલે કતારગામની પાપડી, ભાઠાનું રવૈયું, દેવશંકરની ઘારી, હરિશંકરનું ભૂસું, વકીલમંડળનો ઇન્વેરાયટી, નામીચો વકીલ કેસ લડવા, નામીચો દાકતર દવા કરવા જીલ્લાનાં ગામોમાં અને પર જીલ્લામાં ફરે તેમ રઝાક પણ યોગ્ય દામ મળે જીલ્લાનાં ગામોમાં અને પરજીલ્લામાં ફરે. રઝાક બેન્ડ પૂરૂં થતાં શરૂ થાય વાનર સેના. હુકાહુક કરતી છેક નહિ પણ હાથમાંની કલગી સુંઘતી ચોઘે ઘણો ઘોંઘાટ કરતી બેન્ડનાં ગાયનો પારખતી, વરઘોડામાં કેટલા માસ્તરો આવ્યા છે તેની ગણત્રી, રસ્તામાં આવતા વકીલ ડૉક્ટરોના પાટિયાં વાંચતી. ત્યાર પછી માથે મોટા કસબી પટાનો લાક્ષણિક ફેંટો કે પાઘડી અને તેની નીચે વસુધાને લગભગ ભેટતા જામાવાળા નગર શેઠ, મહાજન શેઠ કે જગત શેઠ. સાથે સરકારી અમલદારો, વરરાજાના પાઘડીધારી મોટેરાઓ, વરરાજાના શિક્ષકો કે પ્રોફેસરો, પછી ટોપીવાળા છિછલ્લાઓ અને પછી આવે સ્વારીના કેન્દ્ર સમા વરરાજ તેમના બાદશાહી ઠાઠમાં.

. કોઈએ શશિનાથ નિશાના રાહમાં કહ્યું છે કે: **क्षुरिणा तुरगं तुरगेण चरः क्षुर्याश्वचरैर्वरयात्रविभा** રોજનાં ગંદાં કપડાં ઉતારી ડંક્કાની સભા વખતે પહેરવાનો ખાદીનો કોટ અને ટોપીની જેમ સાચવી રાખેલાં કપડાંમાં શોભતો સોમો વાણંદ કસબી છત્તર હાથમાં ધરી વરરાજાની પાછળ ઊભો છે. તે ઘોડાની શોભામાં વધારો કરે છે. અને પાળીવાળો ઘોડો વરરાજની શોભામાં વધારો કરે છે. ઘોડાને દોરતો ઘોડાવાળો લગામ પકડીને ચાલે છે, પણ તેનાથી જ ઘોડો શાંત ચાલે છે તેમ માનવું એ ભૂલ છે. ગમનભાઈના હાથમાં ખાંડુ

છે ને! ભલભલા દરમનો કંપી જાય તો જાનવરની શી વિસાત? વરરાજાની પાછળ ચાલે છે મૉડ પહેરીને તેની મા, કોડીલા વરને નજર ન લાગે તે માટે હાથમાં રામણ દીવો લઈને ચાલે છે. પાછળ ચાલે છે જાંદરણીઓ ગીત ગાતી ગાતી, વહેવાણને વગોવતી વગોવતી વરયાત્રાના સાજનનાં ગુણગાન કરતી કરતી.

વરઘોડાની મહત્તાનું બીજું માપ સાજન મહાજન. લગ્ન એટલે વહેવાઈ વચ્ચેની હરીફાઈ. આ સાજન મહાજન મોટું કે સત્કાર મંડળ મોટું. કેટલાં નાળિયેર વહેંચાયાં? એ વરઘોડાની મોટાઈનું માપ. એકવાર સુરતના એક પ્રતિષ્ઠિત વેપારીને ત્યાં એક વિદ્યાધિકારીનો છોકરો પરણવા આવવાનો હતો. બંનેને હરીફાઈ કરવાના કોડ. વિદ્યાધિકારીને ત્યાં જિલ્લા ન્યાયાધીશ આવવાના છે એવી વેપારીને ખબર પડી. તેણે કલેક્ટર સાહેબના ખાસ પરિચયવાળા, ડી. એસ. પી. સાહેબના ખાસ પરિચયવાળા, બીજા અમલદારના ખાસ પરિચયવાળા માણસોને શોધવા માંડયા. રોજ એક એક બેબેને લઈને મોટરમાં નોતરાં દેવા નીકળે. એક બીજાના કાર્યસાધનાના અહેવાલ બીજાને મળે. પંદર દિવસમાં બે જોડ જોડાનાં તળિયાં બંનેનાં ખલાસ થઈ ગયાં. પ્રોફેસરો, શિક્ષકો, મ્યુનિસિપાલિટીના સભ્યો, ન્યાયાધીશથી માંડીને કારકુનો વરઘોડામાં આવ્યા. કણિયા મહાજન, રૂ બજાર, શેર બજાર, ચોકસીઓ, વગેરે વેપારી મંડળો ને કિલ્લાના માણસો સત્કાર મંડળમાં આવ્યા. વરઘોડાના એક છેડાથી બીજા છેડા સુધીમાં એક મહોલ્લો ભરાઈ ગયો. સત્કાર મંડળથી સામો મહોલ્લો ભરાઈ ગયો. કોના માણસો વધારે તે ગણવાની અશકયતાને લઈને પરિણામ ડ્રોમાં આવ્યું. પણ દરેક પક્ષે માન્યું કે તે જીત્યો. વરવાળાએ પાંચસો માણસને વરોઠીમાં જમાડયા. તે જોઈને કન્યાવાળાએ એક હજાર માણસ પોતાના અને ગોરવિયાઓને જમાડયા.

આ હરીફાઈના, સરસાઈના, આત્મશ્લાઘાના જુસ્સાથી સી વર્ગ જાદરણીઓ ઓતપ્રોત થઈ ગયેલી હોય છે. ભલે વર રાજા હોય પણ કલવો ખવડાવવા આવનારી તેની ભડ બોલે છે.

છોરો ભરૂચમાં વેચતો તો ખાસડું

છોડને કોઇએ ન દીધી દીમ્રી

ત્યારે મનુભાઇએ દીધી દીમ્રી

પણ એ મનુભાઇની આબરૂ કેટલી છે તે જ દરણીઓ જ જાણે છે ને તો પહોચતાં પહેલાં જ મનુભાઇને પડમરે છે

કેસરિયો જાન લાવવો જાન લાવવો રે,

મોટાનુ દળ આવવું દળ આવવું રે,

માંડવામાં ન નમાયુ ન સમાયુ રે,

જાનમાં તો આવવા મોગ પાણી ભરી લાવો લોટા

જાનમાંતો આવવા પારસી મોઢુ જોવા લાવો આરસી,

બિચારા મોટા ઘેરથી નીકળતાં પાણી પીવાનુ વિસરી ગય અને બિચારા પારસી હજી ઘેરથી તો મોઢુ જોઇને આવ્યા તે પાછા આરસીમા જોવાના થઇ ગયાં અને વરઘોડો આવ્યો છે કોને ત્યાં?

એના છાપરે નથી કાંઇ વાંસ વળી,

એના ઘરમાં તો મંગી મઝીયો મહાલે,

પેલી વહેવણ બિચારીનુ કંઇ ન ચાલે

અને વહેવણ પણ કેવી છે ઢંગધડા વિનાની

જાદરણીની કેડે કુવી વહેવાઇ કરતાં વહેવણ ઊંચી, કેસરીયો જાન

આ સામસામી ઉતારી પાડવાની, પોતાને ચઢાવવાની નીતિ ધ્યાનમા રાખીએ છીએ ત્યારે આપણને અર્વાચીન યુદ્ધ પદ્ધતિ Modern warfare યાદ આવે છે લડાઇના પ્રત્યેક પક્ષના અહેવાલો આ જાદરણીના ગીતો જેવા જ છે

આપણુ હવાઇ વર્ચસ્વ તો ઉત્તમ. આપણાં વિમાનો નાની સંખ્યામા મોટી સંખ્યાવાળા દશ્મનના વિમાની ઝૂંને મળે તો પણ તેમાંનાં અડધા વિમાનોનો ખુરદો કરી નાખે બાકીના અડધાના અડધાનો ખુરદો ન થાય તો પણ તેને એટલું નુકસાન થાય કે તે હવાઇ લડાઇ માટે નાલાયક થઇ જાય. આપણા

માત્ર આઠમા ભાગના વિમાનને નુકસાન પહોચે અને તેમાંનાં અડધા વિમાની-ઓને તો બચાવી લેવામાં આવે. તે જ પ્રમાણે જાહેર કરનાર પત્રનું ઉત્પાદન જબરું જ હોય. કંઈ નહિ તો સામાવાળાથી દોઢું તો ખરું અને બીજે વર્ષે બમણું થઈ જવાનો સંભવ. સામાપત્રનો ખોરાક, તેલ અને વહાણો ખૂટી પડ્યાં હોય અને આ લોકો તો કૂતરાનું માંસ ખાઈને જ જીવતા હોય.

ખરી લડાઈ કે લડાઈનો દેખાવ એ તો લગ્નનું હાર્દ. જો કંઈ પણ વાધો સાધો કે લડાઈ ન થાય તો તેને લડાઈ કોણ કહે? લગ્ન કે લડત? રાજા વાજા ને વાદરા ત્રણે સરખા હોય તો વરરાજા કે તેના પક્ષના લડવામાં કેમ પાછી પાની કરે. પહે-રામણી આપવામાં, સાડી કરવામા, વહેવાઈ વહેવણને માન આપવામાં, નાળિયેર વહેંચવામાં, નોતરાં દેવામાં, પગે લગાડવામાં અને છેવટે કંઈ નહિ તો લડવાને ખાતર પણ લડાઈ તો થવી જ જોઈએ નહિ તો તે ખરાં સુરતનાં લગ્ન કહેવાય જ નહિ. લડાઈ થવી જ જોઈએ એ તો વર્ષોથી ચાલી આવેલો શિરસ્તો છે રિવાજે તે વાત માન્ય રાખેલી છે. વરની માની રીસાઈ જવાની ફરજ છે તેને મનાવવા જવાની વહુની માની ફરજ છે તેથી તો વહેવણ મનાવવાનો ખાસ વિધિ આપણી લગ્ન વિધિમાં રાખવામાં આવ્યો છે હિંદુઓમાં કાયદા કરતાં રિવાજની મહત્તા વધારે છે ખુદ રિવાજનું બળ કાયદાથી વિશેષ છે. એટલે લગ્નમાં વહેવાઈ સાથે લડવુ એ પ્રત્યેક વહેવાઈની ફરજ છે

વરઘોડામાં બે ચીજ ખુલાસો માગી લે છે એક વરરાજાના માથા પરની છત્રી. બીજી એનું પાનભર્યું અગર તો પાનખડક્યું મોઢું વરરાજાનું મોઢુ પાનથી ભરેલું હમેશ કેમ? એની સાથે ચાલતા એના મિત્રો વરરાજા એક પાન પૂરું ન કરે, ન ચાવે ત્યા તો બીજું તેના મોંમા ચવડાવવાને તૈયાર જ. સાસુજી જમાઈરાજને ટાઢી કઢી ન ખાવા દે, ટાઢી કઢી કાઢી, નાખો, આ ઊની લો એમ કહીને ઊની પીરસ્યા કરે તેમ જૂનું મુકાવી નાખી, નવાં પાન મિત્રો ખવડાવ્યા જ કરે. અલબત્ત વસાણાવાળા પાન રાજાએ વાર વાર

ચાવવાં જરૂરી છે. પણ રાજાઓ, વરરાજાઓ જેટલાં તો પાન નહિ ખાતા હોય. નહિ તો પ્રજાને ખાવાને એકે રહે નહિ. જો બધાં લગ્ન સામટાં થાય તો પાન બધાં વરરાજાના મોમા ખલાસ થઈ જાય. આના બે ખુલાસા હોઈ શકે. એક તો વરરાજાને નકારણ ભૂખ્યા રાખવામા આવે છે એટલે પાન ખાવા આપવાનો વાંધો નહિ બીજુ વરરાજાનુ મન એક જ વિષયમા ભમતું અટકાવવાને તેને કંઈ પણ નિર્દોષ ક્રિયા સોપવી જોઈએ એટલે એક તરફથી ઓક શના રહે અને બીજી તરફ વિચાર રામનના પંજામાથી છુટકારો મળે તેટલા માટે પાન ચાવવાની ગતત ક્રિયા તેને સોપવામા આવી હોય તે બનવાજોગ છે

૮

વરરાજાના માથા પર છત્રી એ કેવળ નિરર્થક બોજો છે એ વાત ખરી છે, કારણ કે લગ્ન ચોમાસામાં થતાં ન હોવાથી માથે વરસાદ પડવાની બીક નથી સાધારણ રીતે સમી સાંજે જ વરઘોડો નીકળતો હોવાથી તડકાથી રક્ષણ મેળવવાનું હેતુ નથી. હજી કોઈ વાર વરસાદ પડયો હોય અને છત્રીથી વરરાજા ભીંજાતા અટકતા હોય અને છત્રી ઓઢી સાજન મહાજન ચાલતું હોય એ સુંદર દૃશ્ય મને જોવાને નથી મળ્યું. આવો સંભવ અટકાવવાને તો વિષ્ણુભગવાન ચાતુર્માસમાં શયન કરી જાય છે. ચોમાસામાં જાગતા રહે તો બહાર નીકળવાનું મન થાય અને બહાર નીકળવાનું થાય તો ભીના થવાનો વખત આવે તે અટકાવવા શ્રી વિષ્ણુભગવાન શેષશાયીની ફેણના છત્ર નીચે લક્ષ્મી પાસે પગ દબાવડાવતા નિદ્રા લે છે અને શ્રી વિષ્ણુભગવાન ઊંઘતા હોય તે વખતે તેમના રક્ષણ વિના લગ્નમાં વિઘ્નો નડે તે ખાતર લગ્નો ચાતુર્માસમાં રાખવામા આવતાં નથી. એટલે છત્રીવાળા વરઘોડા નીકળતા નથી. છતાં વરરાજા માથે છત્ર ઓઢે અને વરરાજાને ચમ્મર ઢોળવામા આવે તે તદ્દન સ્વાભાવિક અને સમજી શકાય તેવી વાત છે. સુરતની શેરીનો પ્રત્યેક છોકરો જાણે છે કે વરરાજા ગિલોડુ છે. અને વરનું માથું બોડું છે. એ બોડા માથાને બચાવવા તેમને સાફો બાંધવો પડે છે અને સુરતના ટીખળી છોકરા રખેને કંઈ પથ્થર કે ઢેફું બોડા માથા પર ન ઉડાડે

ગાતો લંગર ન નાખે તે ખાતર છત્રીનું દ્વિતીય હરોળનું રક્ષણ ઊભું કરવું પડે છે. ચમ્મર બાદશાહી ઠાઠને અનુરૂપ છે. તે ઉપરાંત તેનું વાસ્તવિક કારણ પણ છે. સુરતના મચ્છરોએ રાજા મહારાજાઓની પરવાહ કરી નથી તે વરરાજાની કરવાના છે? ચમ્મર ઢોળ્યા વિના મચ્છર વરરાજાને સુખેથી પાનં પણ ન ખાવા દે તો ?

સાવધાનનો વિધિ છે. કોઈ કહી શકે એમ નથી કે અમને ઉતાવળથી ધુંસરીમાં નાખી દીધા. જો દેવતાઓને, ઈષ્ટદેવને દિકપાલને એમ લાગતું હોય કે આ લગ્ન થાય છે એમાં કંઈ ભુલ થાય છે તો તેમને સાવધાન થવાની સંપૂર્ણ ચેતવણી મળે છે. કન્યાદાન દાતાને પણ એ ચેતવણી આપવામાં આવે છે. કન્યાદાન ગૃહિતાને પણ એ ચેતવણી આપવામાં આવે છે. વધૂવરને પણ એ ચેતવણી આપવામાં આવે છે. જ્યાં ત્યાં જીવનના ભેલા બંધાવવાના છે, ત્યાં લગ્ન એ એક કરાર નથી પણ સંસ્કાર છે. ત્યાં દોડદોડી કેમ ચાલે?

આની સાથે સરખાવો વર રાજાના નહિ પણ લાવલુસીયાનાં લગ્ન. ઘડિયાળને ટકોરે વરપક્ષ અને કન્યાપક્ષનાં એક વાડીમાં આવી રહે. યંત્રની માફક નિયત સમયે હસ્ત મળે ને છૂટા થાય. અગર તો રજીસ્ટ્રાર રૂબરૂ નામ નોંધાય. ચિત્રપટ પૂરું થયું હોય તેવી રીતે લોકો વિખરાઈ જાય.

પણ એ વર રાજા નહિ અને એની વહુ રાણી પણ નહિ.

વિધિ ઉપર ટીકા થઈ શકે, કેમકે તે ઉપર અહીં કોઈ જ લક્ષ આપતું નથી. અને બ્રાહ્મણો ઢોળ અને દમામ રાખે છે પણ કંઈજ જાણતા નથી. પૈસા પડાવવાનું જાણે છે.

વિધિના મહત્ત્વના ભાગ ઉપર કોઈનું લક્ષ હોતું નથી. મંગળફેરા વખતે વાજાંનો અવાજ આવે ને આઈસ્ક્રીમની ડીશો ફરે. To me it is he most vulgarized sight in Hindu marriage.

બ્રાહ્મણો વિધિ વખતે શું કરે છે અને તે તરફ સ્ત્રી પુરૂષનું કેવું લક્ષ હોય છે તે અને લગ્નાદિકની ક્રિયા જેમાં હવન આદિને સ્થાન છે તે વખતે કોચ ઉપર વરવધૂ બિરાજે છે તે બહુ જ હાસ્યાસ્પદ છે.

---

# [૪] સુરતના કુંડળી

ખુદ ઈશ્વરની બાબતમા બે મત હોય તો પછી જ્યોતિષ શાસ્ત્રની બાબતમાં બે મત હોય તેના જરા પણ આશ્ચર્ય નથી શકાશીલ માણસો ગમે તેમ કહે શ્રદ્ધાળુઓ તો માને છે કે નિર્માણ થયા મુજબ જ ઘોડા દોડે છે, ભાવોની વધઘટ થાય છે, સોનાચાંદી વધે ઘટે છે, લડાઈઓ થાય છે, દેશો હારે જીતે છે અને સંધિ થાય છે, એમ કેટલાક જોષી અને શ્રદ્ધાળુઓનું મતવ્ય છે પગમા ઠોકર વાગે ત્યાથી માંડીને ભયકર ભૂકપ થાય તેની પાછળ કોઈ ને કોઈ ગ્રહની અસર રહેલી હોય છે મુશ્કેલી એ છે કે ભવિષ્યમા શુ થશે એ આગળથી કહેવુ અઘરૂ પડે છે પણ બનાવ બની ગયા પછી કયા ગ્રહ યા ગ્રહોને કારણે એ બન્યુ છે તે સહેલાઈથી સમજાય છે આ મુશ્કેલી સામાન્ય જોષીઓને નડે છે પણ ભારતની ભૃગુ જેવી ત્રિકાળજ્ઞાની વિભૂતી તો જાતકોના ત્રણ ત્રણ જન્મના વૃત્તાંતો લખી ગઈ છે.



મા ત્ર મનુષ્યોની જ નહિ પણ દેશની, રાષ્ટ્રોની અને નગરોની કુંડળીઓ હોઇ શકે એમ મેં જાણ્યું ત્યાર બાદ મને સુરતની કુંડલી જોવાની બહુ જ ઉત્કંઠા રહેતી વિલાસી અને રસિક સુરતની ઉત્પત્તિ પર કોનો પ્રભાવ છે, તેના મોજશોખ યાને ખાણીપીણીમાં થતા વ્યયની પાછળ કોનો હાથ છે, વારવાર દેખા દેતા આગ અને રેલ કોને આભારી છે, કોની અસરથી સુરતમાં મચ્છરો ને સ્નો ત્રાસ છે, અને મોજમજાહ અને અમનચમન છેતાં છતા એના દૃઢ ભકિતભાવ અને ધર્મનિષ્ઠા કોણ જમાવી રાખતું છે તે જાણવા હું ઘણો ઉત્સુક રહતો મારા જોષીનુ કહેવું હતું કે મને ધરતીમાથી કંઈ છૂપો લાભ છે તે ઉપરથી મારૂં જૂનું ઘર વેચતાં પહેલાં તેને ખોદી જોતા બે જૂની બરણી, ત્રણ ચાર ઘી તોળવાના ટંટા, બે ચાર કંપની છાપના સીક્કા અને નીચેની ગજેન્દ્રમહિતાનો ભાગ મળ્યો અને તેનાથી સુરતનું તમામ રહસ્ય ખુલ્લું થયું

द्विस्वभावस्थिते लग्ने बुधे शुक्रे तथोदिते ।
स्त्रीजातिस्थापितं हिस्यान्नगरं स्थापितं सदा ॥
वाणिज्यादिषु पौराणां सुवेशे नाटकादिषु ।
स्वादुभोजनपानेषु मतिर्नस्खलति कदा ॥
चंद्रमसि स्थिते कुंभे ततो भानौ च केन्द्रगे ।
रंध्रे च सौरिणा व्याप्ते विचित्र भाग्य निर्मितम् ॥
का गणना मंदिरादीनां कुजे द्वितीय केन्द्रगे ।
दानव मंत्रिणा द्रष्टे जलराशौ स्थिते यदि ॥
अग्निना जलराशिणा हाहाकारः कृतोभवेत् ।
अस्य स्वजातिजा सप्त कृत्यश्च नाशयेत् ॥
का रक्षास्यादनादीनां वरुणे कर्कगे यदा ।
प्रजापतेश्च दृष्टिस्थे कृतेच जलविप्लवे ॥

कीटादिनां तथा त्रासः सौरीच वृश्चिकस्थिते।
सुज्वर श्लीपदाभिर्नहिकोऽपि विमुच्यते॥
जल निर्गम निर्नाशो नाव लग्ना नदी तले।
सुवर्ण रौप्य रत्नानां स्थितिस्याज्जलान्तरे॥
तथापि गुरुचंद्राभ्यां बुधशुक्रोहि रक्षितौ।
करिष्यतो रति धर्मे तेन सर्वं सुखावरम्॥
नभस्थे सिंहिकापुत्रे गंगाया. सदृशं तटम्।
नदीस्नानं सदा मोक्षं कुर्यात् कैलास वासदम्॥
जननी कारको लग्ने शुक्रेण संयुत स्थित।
कुजेन च चतुर्थं तन्मातास्यादप्सरो यथा॥
यावत्सूर्य प्रकाशेत तावदस्य सुसंस्थिति।
अनेनैव स्वराज्यं स्यात्प्राप्तकौमार्यजनैस्तथा॥
तापीजलेषु सुस्नानं कार्यभक्त्या प्रतिदिनम्।
अश्विनीमंदिरे तद्वत् पूजैका दसमासजा॥
सदा भिषेकसंयुक्ता कृतास्यायदि श्रध्धया।
समाहिते सुनेत्रभि. स्वराज्य प्राप्तमेवहि॥
विमानसदृशे देहे डर्यमाना निरंकुशा।
असंख्य कीटसमुहा देहात्पापं पिबत्यदा॥
तेषामुत्पत्तिस्थान च 'गटर' इति भाष्यते।
पारिजातक सेंटेन निषेक्ताय च पूजया॥
धारीभूसादि नैवेद्यं यदिकुर्युर्निरन्तरम्।
स्वराज्य सुप्राप्त स्यात् वाणीनैवा निरर्थका॥

આ કુંડળીનો ફલાદેશ જ્યોતિષના જાણકાર નીચે મુજબ કહે છે

આ જાતકના લગ્નસ્થાનમા શુક્ર બુધની સાથે રહ્યો છે એટલે જાતકનુ શરીર સુંદર હોય, સ્વભાવ રસિક અને વિલાસી હોય, સાહિત્ય, સંગીત, કલા,

નૃત્ય અને સંસારના વૈભવોનો શોખ હોય, કવિની કલ્પના જગાવે અને કાવ્યને પ્રેરે તેવી રમણીઓનો ત્યાં વાસ હોય. વળી શુક્રની સાથે બુધ રહ્યો છે અને સ્વગ્રહી તેમજ તેનાથી ત્રીકોણમાં એટલે કે પાંચમે ગુરૂ અને નવમે ચન્દ્ર એમ શુભ ગ્રહો રહેલા છે. એ ત્રિકોણયોગ પુરાણી જાહોજલાલી, આનંદીપણું, વ્યવહારિકપણુ, જળમાર્ગે વેપાર, વાણીવિલાસ, વિનોદ, સદ્‌ભાવના, બતાવે છે શુક્ર પાચમા સ્થાનનો માલિક છે. અને બુધ સાથે રહ્યો છે. એટલે કોઈ લેભાગુ નાટક કપની કે શરૂઆતના નૃત્યકારને પણ પ્રેક્ષકો માર્યા વિના ન રહે અને કોઈ ખરા કલાકાર આવે તો તો જગાના પણ સાંસા પડે. વળી ત્રિકોણમાં ગુરૂ ચંદ્ર અને કેન્દ્રમાં બુધ શુક્ર ઉચ્ચ ધર્મભાવના, દેવાલયાદિની સ્થાપના, ધર્મસભાનાં પ્રવચનો, ધર્મ પ્રત્યે માનની લાગણી દર્શાવે છે. વરામા તથા જ્યાફતોમાં જ્યા સ્વાદની ક્ષતિ થાય તો જાતકની વિવેચક વૃત્તિ જાગી ઊઠે પણ દેવમંદિરેથી ચાર આઠ આનાના ભેટના બદલામાં આવેલો ગમે તેવો ગંધાતો દોર કે પુરી પૂજ્ય ભાવ ઘટાડી શકે નહિ. અને નાનામાં નાના મંદિરને ઉત્સવો કરવામાં મદદની ખોટ પડે નહિ. પ્રાતઃકાળથી તે મધરાત સુધી દેવના જયજયકાર અને ઘંટાનાદ સુણાયા કરે.

બીજા સ્થાનમા નેપ્ચ્યુન રહેલો છે. તેનો માલિક ચંદ્ર નવમા ભાગ્યસ્થાનમાં રહ્યો છે. તેથી શહેરની મુખ્ય પ્રવૃત્તિ વ્યાપાર હોઈ શકે પરંતુ બીજા સ્થાનમાં રહેલા નેપ્ચ્યુન પર રાજસત્તાકારક હર્ષલ આઠમા સ્થાનમાં રહ્યો છે. અને તેની સંપૂર્ણ દ્રષ્ટિ હોવાથી વેપારની ઉજ્જ્વળતા ક્યાં સુધી ટકી રહે? એટલે આ નગરી એક વખત ઉદ્યોગનું કેન્દ્ર હોય અને સત્તાશીલ પરદેશીઓના હાથે એનો વેપાર તણાઈ જાય એવું બને. વળી આ હર્ષલ અને નેપ્ચ્યુનનો પ્રતિયોગ Opposition થી – વિપ્લવો, અકસ્માતો, આકસ્મિક આફતો, કુદરતના તાડવનો યોગ રહેલો છે. સ્ટવ ફાટવાના, દાઝવાના બનાવો બને, થોડેથોડે વર્ષે રેલ આવે, નૌકાઓ ડૂબે, હોડી હોનારત થાય, શહેરની સમૃદ્ધિનો નાશ થાય, શેરસટ્ટામાં ધન ખેંચાય, ધનનો સંચય થાય નહિ. તેમાં વળી સુખસ્થાનમા માતૃસ્થાનમાં મંગળ રહેલો છે. અને ગૃહમંદિરોમાં પડેલો મંગળ

અને રાહુનો પ્રતિયોગ અનેક ભીષણ આગો લગાડાવે અને રેલો ફેલાવે. શહેરમાં મ્લેચ્છનો અધિકાર હોય.

ત્રીજું સ્થાન પરાક્રમનું છે અને તેનો માલિક સૂર્ય તે બારમો છે. અને શનિની દ્રષ્ટિ છે એટલે પરિશ્રમ કરવા છતાં પરાક્રમ જોઈએ તેવું બળવાન ન થઈ શકે. જો કે વાચામાં પરાક્રમ બળવાન રહે. પરાક્રમયુક્ત સાહસો ખાસ થાય નહિ અને થાય તો આરંભે શૌર્ય દાખવી શનિ સૂર્યના પ્રતિયોગથી સૂઈ જાય. શનિના સ્વભાવે વળગી રહેવાથી કોઈ કોઈ મિલનાં ભૂંગળાં દેખા દે તો વળી ઉપલા પ્રતિયોગથી થોડે વર્ષે તેના ધૂમાડા બંધ થઈ જાય.

સુખસ્થાન-માતૃસ્થાનમાં મંગળ રહેલો છે. પરંતુ માતૃસ્થાનનો માલિક બુધ સ્વગૃહી થઈને લગ્નમાં શુક્ર સાથે પડેલો છે. એટલે જાતકની જનની -માતા, અપ્સરા હોય. સુંદર અને આકર્ષક હોય, સંગીત અને નૃત્યકળામાં શોખીન અને રંજન કરવામાં નિષ્ણાત હોય. પણ માતૃસ્થાનમાં રહેલા મંગળ પર દસમા રહેલા રાહુની સંપૂર્ણ દ્રષ્ટિ હોવાથી માતાને પોતાના પતિનું સુખ ન હોય. જાતક સ્વભાવે શોખીન, આનંદી, લહેરી હોવા છતાં તેના સુખ સ્થાનમાં રહેલો મંગળ તેને સંપૂર્ણ આનંદની પ્યાલી ન પીવા દે, તેના આદરેલા ઉત્સવો અધૂરાં રહે, તેની અમૃત કટોરીમાં કટુબિંદુઓ પડે. તેના આનંદમાં

થશે કે કેમ, તેમાં સંદેહ રહે છે. વળી ઉપર જણાવેલ બુધ, શુક્ર, ચંદ્ર, અને ગુરૂના યોગથી લોકો વિવિધ આનંદ અને સુખ માણે, વારતહેવાર ઉજવાય. ઉત્સવ ઉજાણીઓ થાય, ખાવું પીવું, અમનચમન મોજમજાહ નાટક સીનેમા, વગેરેનો આનંદ સુરત માણે, ગરબા નૃત્ય, સંગીત, સાહિત્ય વગેરેની કળા વિકસે, અનેક મેળાઓ ભરાય, સારૂં પહેરવું, ઓઢવુ અને સારૂં ખાવુ પીવું કોઇ પણ ઉત્સવના અંગમાં હોય.

વળી પાંચમા સ્થાનને ગુરૂ બહુ પ્રતિયોગ કરે. સૂતિકાગૃહ નીકળે તો તેને આશ્રય આપનાર મળ્યા જ કરે. સંતાનપ્રાપ્તિને માટે બાધા આખડીની જરૂર ન પડે. વસ્તી કૂદકે ને ભૂસકે વધે. તેનુ નિવારણ કરવાનો દાવો કરનાર પાટિયાં મારી નીકળી પડે અને કમાણી કરે.

છઠ્ઠા સ્થાનમાં વૃશ્ચિક એટલે જળચર રાશિનો શનિ રહેલો હોવાથી તેમજ તેનાથી પાંચમા એટલે કે દશમા સ્થાનમાં જળચર રાશિનો રાહુ હોવાથી શહેરને કાયમની દુર્ગંધ, ખાળકૂવા અને મોરીઓનો ત્રાસ સહન કરવો પડે. એ શનિ ઉષ્ણતાપોષક મંગળથી ત્રીજે રહેલો છે એટલે ઉષ્ણતાનું પોષણ મળતાં જીવજંતુ, મચ્છર, દાસનો ઉપદ્રવ થાય. મંગળ યાન્ત્રિક ગુરૂ હોવાથી યાંત્રિક આકૃતિના એરોપ્લેન જેવા એ ઉપદ્રવકારી જંતુઓનાં શરીર હોય. વળી મંગળ પર રાહુની દ્રષ્ટિ હોવાથી અને વૃશ્ચિકનો શનિ છઠ્ઠે હોવાથી આ શહેરમાં ડૅાકટર વૈદોનાં પાટિયાં ગલીએગલીએ શોભી નીકળે.

સાતમા સ્થાનનો માલિક ગુરૂ છે અને તે પાંચમા સ્થાનમાં પડેલો છે. એટલે આ શહેરની સ્ત્રીઓ સદગુણી ને સારા સ્વભાવવાળી હોય. સાતમા સ્થાન પર બુધ અને શુક્રની સંપૂર્ણ દ્રષ્ટિ છે એટલે શહેરની રમણીઓ સુંદર, ચપળ, રસિક અને સુકોમળ હોય. સંગીત, ગુંથણ, વાદ્ય, ગરબા, નૃત્ય વગેરેમાં પ્રવીણ હોય.

આઠમા સ્થાનનો માલીક શનિ જળચર રાશિમાં છઠ્ઠા સ્થાનમાં બેઠો છે. જાતકને વિવિધ ભેજ અને જીવજંતુઓના ઉપદ્રવ અંગે રોગો ભોગવવા પડે.

આ શહેરમા મેલેરિયા, કફ, શરદી વગેરેનો ઉપદ્રવ રહે તેમ જ હાથીપગાનો રોગ, રસ, ગુમડા, ફોલ્લા, ન્યુમોનીયા વગેરેનો ઉપદ્રવ રહે વળી અકસ્માતનો યોગ હોવાથી હાડવૈદુ કરનારા અને હાડકા બેસાડનારાની જરૂર પડે અને તેમની રોજી સારી ચાલે. વળી આઠમા સ્થાનમા રહેલા હર્ષલ પર નેપ્ચ્યુનની સપૂર્ણ દ્રષ્ટિથી અને હર્ષલથી ગુરૂ ૯૦ ડીગ્રીએ રહેલો હોવાથી એક એવો અરિષ્ટ યોગ ઊભો થયો છે કે શહેરમા અત્યત પ્રતિભાશાળી વ્યક્તિ, અત્યત ગૌરવશાળી નાયકનો અભાવ રહે નાના નાના નાયકો નીવડે પણ ગૌરવભર્યા ચારિત્ર્યથી, સ્વાર્થત્યાગથી, વિશાળ દ્રષ્ટિથી, જ્વલત પ્રતિભાથી સૌનો માન અને ચાહ જીતી લે અને શહેરનો સર્વમાન્ય નેતા બની રહે એવા નાયકોનો સામાન્ય રીતે અભાવ રહે શહેરનુ રાજકારણ અને શહેર સુધરાઈ આવી મહાન વિભૂતિ માટે ઝખે

નવમુ સ્થાન ભાગ્યધર્મનું સ્થાન છે. તેનો સ્વામી શનિ જો કે છઠ્ઠે રહ્યો છે છતાં તે સ્થાનમા ચંદ્ર રહેલો છે, તે ચંદ્રથી ત્રિકોણમાં ગુરૂ અને શુક્ર આવેલા છે એટલે આ શહેરની ધાર્મિક આસ્થા મહાન હોય. જુદા જુદા પથના, જુદાં જુદા દેવદેવીઓનાં મદિરો સંખ્યાબંધ હોય. ખાસ કરીને ચદ્રને લઈને દેવીની ઉપાસના થાય. લોકો ધર્મના વ્રતો, એકવાર ઉપવાસ વગેરે કરે પણ તે સાથે તેમાયે શોખીન હોઈ જાતજાતના સ્વાદિષ્ટ ફરાળ, ફરાળ ફલાહાર, કરે. એકાદશી પણ એવી કરે કે જાણે દ્વાદશીથી ચડી જાય નદીએ જઈને સ્નાન કરે. પણ સ્નાન કરીને ઊની ગંગ અને જમરૂખ ખાય. કતારગામ દર્શન કરવા જાય પણ ફુમતાવાળો ઘોડો સરસ ગાડીમા જોડીને તેમા બેસીને. મદિરોમા અણકુટ અને ઓચ્છવો થાય ચોમાસામા કથાઓ કથાવાચનો થાય. ચાતુર્માસમા કથાકરો આવીને રહે છેવટે તેમના વરઘોડા નીકળે, ભેગ્સોગાદો થાય અને કથા સાદી હોવા કરતા જો તેની સાથે હાર્મોનિયમ, તબલા હોય અને કથાકાર સીનેમાના ઢાળ પર થોડાંક પોતાનાં ભજનો બેનાડીને ગાય એવી ઇચ્છા રહ્યા કરે.

ભાગ્યનો સ્વામી શનિ છઠ્ઠે પડેલો હોવાથી ભાગ્ય અતિપરિશ્રમ કરીને આગળ વધે ભાગ્યનો સ્વામી શનિ હોવાથી નોકરીઆત વર્ગ મોટો હોય,

ભાગ્યમાં ચંદ્ર પડેલો હોવાથી ભાગ્યમાં ઊણપ ન આવે પણ શનિ અને ચંદ્રને-સ્કવેર હોવાથી ભાગ્યની ગતિ બહુ ધીમી રહે.

દસમું સ્થાન–રાજ્યદ્વાર ધંધો રોજગારનો સ્વામી—ગુરુ પાંચમે રહેલો હોવાથી તથા દસમામાં રાહુ હોવાથી લોકોની વેપાર તરફ પ્રીતિ વિશેષ હોય. પણ તેના પર મંગળની દ્રષ્ટિ હોવાથી શહેર મિલ ઉદ્યોગમાં પ્રગતી કરવા બહુ પ્રયત્ન કરે પરંતુ રાહુ મંગળને પ્રતિપક્ષ હોવાથી ધાર્યું કાર્ય ન થઇ શકે. હડતાળો પડે.

અગિયારમું સ્થાન લાભનું છે. અને તેનો માલિક મંગળ છે. તે ચોથા સ્થાનમાં રહેલો હોવાથી લાભ સારો રહેશે. આ જાતકે પોતાના પૈસા સ્થાવર મિલકતમાં રોકવા, તો સારો લાભ થશે. મંગળ શુક્રનો સ્કવેર હોવાથી શેર-સટ્ટો આંકફરક, જુગાર વગેરેમાં નાણાં ગુમાવવાનો યોગ દેખાય છે. શેર સટ્ટામાં નાણાં કમાવાની વૃત્તિ રહેશે પણ તેમાં નુકસાન જવાના યોગ દેખાય છે. આ જાતકને પિતાનું સુખ ન હોય પણ માતાનું સુખ સારું હોય. માતા વિચક્ષણ અને રસિક હોય અને જાતક પર માતાની યાદગીરી હંમેશને માટે અંકાઇ રહે.

બારમું સ્થાન ખર્ચનું છે. અને તેમાં સૂર્ય રહેલો હોવાથી અને સૂર્ય ચંદ્રથી ૯૦ ડિગ્રી અને શનિથી ૧૮૦ ડીગ્રીએ હોવાથી આંખોની શકિત ઓછી રહે. નૂર કમી રહે. ચશ્માવાળા ઠેરઠેર દેખાય. નાનાં છોકરાંઓને ચશ્માં આવે. વળી ખર્ચ પુષ્કળ રહે. સ્વભાવે શોખીન હોવાથી દેવું કરીને પણ ઘી પીવાની વૃત્તિ રહે. પેદા કરે ને ગુમાવે. બારમા સ્થાનનો માલિક શુક્ર લગ્ને રહેલો હોવાથી મોજશોખ પાછળ, ખાવાપીવા પાછળ, પહેરવા ઓઢવા પાછળ, વાહન મોટર ગાડી પાછળ, પુષ્કળ ખર્ચ થાય. આમ ખર્ચ મોટા પ્રમાણમાં થશે. પણ તે પોતાના સુખ ચેન અને મોજમજાહ પાછળ જણાય છે. તેમ જ થોડા પ્રમાણમાં માંદગીમાં તેમ જ ધર્મના કામકાજોમાં પણ જણાય છે. તેમ જ વેપારમાં તેમ જ નસીબ અજમાવવામાં પણ જણાય છે. છતાં જે નુકસાન થાય તેમ જ ખર્ચ કરવો પડે તે સહી લેવાની મનોવૃત્તિ સહેલાઇથી મેળવી શકાય. તેમ જણાય છે.

એકંદરે જાતકનું જીવન સુંદર છે રસિક, આનંદી, કલામય, મોજશોખ, અને સુખ સાધનોથી ભરેલું અને ધર્મનિષ્ઠ તથા ભક્તિભાવવાળું ભવિષ્ય એના હાથમા છે જો એ એની કલામયતાને, મોજશોખને, રસિકતાને, વિકૃત થવા દેશે તો વિલાસ નગરી બની દુઃખી થશે પણ જો તે એની વાસનાને સંસ્કાર આપશે, વિનોદવૃત્તિ બની કલારસિકતાને વિશુદ્ધ કરશે તો રમનગરી બનશે શ્રદ્ધા અને ભક્તિ ભાવને યોગ્ય ઝોક આપી વિકસાવે તો વાર્ધક્યમા પુણ્યનગરી થવાના સંભવો છે કર્તાહર્તા ઈશ્વર છે **निश्चित वेत्ति ईश्वरः**



# [૫] સુરતના રાણા : ધોધારાણા

સુરતમાં હિંદ રાજાઓનું રાજ્ય કોઇ પણ વખત થયું હોય તેવી સાક્ષી ઇતિહાસ પૂરતો નથી. પણ પુરાવિદો અને સંશોધનકારો જેમ શિલાલેખોના અવશેષોમાંથી જૂનાં, પૂરા ન વાંચી શકાય તેવાં તામ્રપત્રોથી ચણતરો પરથી અનુમાન કરી ઇતિહાસને હમચમાવી શકે તેવી શોધ કરી શકે છે તેમ સુરતમાં રાણારાણીઓ એક સમયે હશે અગર તો બહારથી આવીને વસ્યાં હશે એવા અનુમાન માટે થોડુંક સાધન છે.

જેમ મૂળ વગર શાખા ન હોઇ શકે તેમ રાણી વગર રાણીતળાવ ન હોઇ શકે એ સ્વાભાવિક વાત છે. કોઇ પણ એક તળાવ હોવું જોઇએ અને તેને રાણી સાથે સંબંધ હોવો જોઇએ. કાં તો રાણીએ તે બંધાવ્યું હોય અગર તો છેવટે તેમાં જળસમાધિ કરી હોય. તે જ મુજબ રાણાઓની મોટી વસતી સુરતમાં હસ્તી ધરાવે છે તે જોતાં પણ અનુમાનને સમર્થન મળે છે.

એક ભાઇ એમ તર્ક કરે છે કે એ મીરાંબાઇના મહેણાંનું પરિણામ છે, ને મીરાંની નીચેની પદપંક્તિ પર આધાર રાખે છે.

રાણોજી કાગળ મોકલે રે, દેજો મીરાંને હાથ,
સાધુની સંગત છોડી દ્યો તમે વસોને અમારે સાથ
મીરાંબાઇ કાગળ મોકલે રે દેજો રાણાજીને હાથ
રાજપાટ તમે છોડીને રાણાજી વસો સાધુને સાથ
વિષનો પ્યાલો રાણે મોકલ્યો રે દેજો મીરાંને હાથ,
અમૃત જાણીને મીરાં પી ગયાં જેને સહાય શ્રી વિશ્વનો નાથ.

એમનું કહેવું એમ છે કે સાંઢવાળા પાસે સાંઢ શણગારાવીને મીરાં સોસોરે કોઇ ગયાં. ત્યારબાદ વિષ નિરર્થક ગયેલું જોઇને રાણાજીને પશ્ચાતાપ થયો અને રાજપાટ છોડીને તેઓ નિસર્યાં અને છેવટે અહીં આવીને સાધુને સાથ વસ્યાં. ઇતિહાસ આ વાતને સમર્થન આપતો નથી ઉલટો તેની વિરુદ્ધ જાય છે પરંતુ રાણાકોમની ભકિતપ્રિયતા અને તેમાંયે ખાસ કરીને રાણાઓની, મરદોની એ તર્કને સંભવિત બનાવે છે.

અધિક માસમાં તેમ જ શ્રાવણ માસમાં રાણા કોમનાં ટોળેટોળાં આખે રસ્તે ગીત ગાતાં ગાતાં ઘેરથી નદીએ જાય છે અને તેવી જ રીતે ન્હાઇને પાછાં ફરે છે. રાજયોગી વિશ્વામિત્રના રાજયોગીત્વમાં પણ જેમ ક્ષત્રિયત્વના અવશેષો રહી ગયા હતા તેમ પુરુષોના વૃંદમાં ગવડાવાતાં આ રાણાઓનાં

ભજનમા પણ ભક્તિની કમાશ ઘાટાની મર્દાનગીમા શમી જાય છે અપરિચિત કાન તેને કોઇ અસહકાર યુગની પ્રભાત મઢળી માની બેસે તો નવાઇ નહિ. નોંધવા જેવુ એ છે કે રાણાકોમની સ્ત્રીઓ ભજનો ગવડાવતી નથી



સુરતમા શ્રી રાણા અમુક વર્ષ માટે ન્યાયાધીશ હતા તેમની નજર જે સાહેદને પાંજરામા જુબાની માટે રજૂ કરવામા આવ્યો તેણે સુરવાલ પહેરી નહોતી પણ ગંદુ પચિયુ પહેર્યું હતું કિલ પગ કડીવાળી બંડી ન હતી પણ માત્ર ફાટલુ તૂટલુ ખમીસ હતું માથે ફાળિયુ નહોતું પણ કાળી ટોપી હતી વળ દીધેલી અણિયાળી મૂછ ન હતી જાત પૂછતા તેણે "રાણા" કહી રાણા સાહેબ સ્તબ્ધ નજરે જોઇ રહ્યા. "જાત કહોને, રાણા તે કંઈ જાત છે?" "જાતના જ રાણા" સાહેદે જવાબ દીધો ન્યાયાધીશ સાહેબને અચંબો

રાણા કોમને વ્યુત્પત્તિશાસ્ત્ર, ઈતિહાસ, સંશોધનમાં બહુ રસ નથી છતાં તે કોમના આગળ પડતા અમુક શખસોને તેઓ રાણા કેમ કહેવાયા તેનું કારણ પૂછતાં તેઓએ કહ્યુ કે "અમે રાણા પ્રતાપ વંશના છીએ. મૂળ રજપુતમાંથી ઊતરી આવેલા છીએ. દરબારમાં રાણીઓ—ગોલીઓ કામ કરે તેની ઉત્પત્તિ અમે એટલે રાણા. નવજીવન પ્રકાશન મંદિરના જોડણીકોશમાંથી પણ આ વાતને સમર્થન મળ્યું. ગોલો એટલે જનાનાખાનાનો નોકર. ગોલાની સ્ત્રી ગોલી. ગોલાં જનાનખાનાનાં હલકા દરજ્જાનાં દાસદાસી. ગોલાઓમાં જે નરમાશ વિરોધ ન કરવાની, તાબે થઈ જવાની વૃત્તિ દેખાય છે તે કદાચ તેના આ મૂળને આભારી હશે. જેમ નવો શિક્ષક વર્ગમાં ધાક બેસાડવાની શરૂઆત કાવલા વિદ્યાર્થીથી કરે છે તેમ કેટલીક વાર ધાક બેસાડવાની શરૂઆત આ શૌર્યભર્યું અભિધાન ધરાવતી કોમથી થાય છે.

પ્રતાપની કુળદેવી ચામુંડા છે તેમ રાણાકોમની કુળદેવી ચામુંડા છે છતાં આ મૂળ, આ લોહી અને આવા કળધર્મ વાળી કોમે ખરેખર "વસી સાધુને સાથ" સાધુવૃત્તિ કેળવી લાગે છે. એમનો પહેરવેશ, એમનો ખોરાક, એમનો આત્મત્યાગ, મૂળભુત જરૂરી વસ્તુઓ વગર ચલાવી લેવાની શકિત તેની સાક્ષી પૂરે છે. તેમના લત્તા આગળથી જતાં આવતાં જણાય કે તેઓનો સ્ત્રી વર્ગ પણ માત્ર જરૂરી વેશપરિધાન કરે છે. તેમના ખોરાકને માટે કણકી દાળ ને કોળું એ લોકોકિત થઈ પડી છે. પાચન ક્રિયાની દ્રષ્ટિએ ખોરાક પચાવવો સહેલો છે અને બધીયે વસ્તુ એવી છે કે દાંતને તદ્દન ઓછો પરિશ્રમ પડે. ભાગ્યે જ તેઓ દાંતિયાં કાઢતાં જણાય છે. રહેણીમાં પણ ઘણી ઓછી જરૂરિયાતોથી ચલાવી લે છે. તમે ગોલવાડનાં કેટલાંક ઘર જુઓ તો એક બે સળગ ઓરડા હોય, તેમાં ન હોય પાણીયારૂં કે ન હોય ખાળ, જાજરૂ કે ચોકડી ઘરના પાછલા ભાગમાં. બધાં ઘરની પાછળ ચાલી આવેલી ગટર હોય. આવા ઘરને ભોંયતળિયે અને માળ પર જુદાં જુદાં એકલવાયાં માણસો નહિ પણ જુદાં જુદાં કુટંબો રહેતાં હોય. વીસમી સદીમાં એક પ્રગતિશીલ શહેરમાં સાધુવૃત્તિ વિના કોણ આવું જીવન નિભાવી શકે?

લગ્ન પછી મુંબઈમા ઓરડી માડી વસેલા એક ભાઈ મુંબઈના તેમના કુટુંબજીવનની મુશ્કેલીઓ વર્ણવતા હતા. બે ઓરડા હતા અને બે ભાઈઓ પોતાના કુટુંબ સાથે તેમાં વસતા હતા તેમણે કહ્યું કે સુરતમાં લોકો સુખી છે મુંબઈમાં લોકો કેવી મુશ્કેલીથી જીવે છે અને કનેહથી જીવન ચલાવે છે તેનો સુરતના લોકોને ખ્યાલ નહિ આવે. મેં તેમને મારા એક ઓળખીતા રાણા ત્રિભોવનને ત્યાં જઈને વસ્તુસ્થિતિ જોઈ આવવા કહ્યું. એક માળના બે સળગ ઓરડામાં ત્રિભોવન તથા તેના ભાઈ, તેમનાં બાળ બચ્ચા વગેરે સાથે રહેતાં હતાં. ફેર એ હતો કે પોતે મુશ્કેલીથી જીવે છે કે જીવનની કનેહ જાણે છે એ આત્મજ્ઞાન હજી તેમને થયું ન હતું.

તેમનો મુખ્ય ધધો ડાંગરમાંથી ચોખા—હાથછડના કાઢવાનો હતો. તેઓ ગધેડાં પણ પાળતા તેમનો ચોખાનો ધધો મારફતિયાઓએ લઈ લીધો અને ગધેડાં પ્રજાપતિને ત્યાં ગયાં. હવે મોટે ભાગે સ્ત્રીઓ ચાળવાનું અને પુરુષો જરીની મજૂરીનું વીંટવા વગેરેનું કામ કરે છે.

છતાં તેમની મૂળ ખાનદાનીની ઉદાર વૃત્તિ ગઈ નથી કેટલાક વકીલ બધુઓ અસીલ તરીકે તેમના વખાણ કરે છે જોખમ તેઓ બહુ સ્પષ્ટ રીતે પિછાની શકે છે અને ગુણની કદર કરવાની તેમનામાં શકિત છે. પોતાના હકનું માગવામા આવે તેમાં ઝાઝી રકઝક તે કરતા નથી. હિસાબ શેઠને ચોપડે ચાલે છે. પોતાને ત્યાં હિસાબ રાખે તેમાં શાહીનો વપરાશ ઓછો અને પેન્સીલનો વધારે. અદાલતમાં પેન્સીલ કરતાં શાહીનો મોહ વધારે હોય છે. એટલે કાચામાંથી પાંચ દહાડે પાકો લખાયેલો શેઠનો ચોપડો વધારે વજનદાર લેખાશે એમ એ સમજે છે. હિસાબમાં હમેશ ફેર પડે છે એમ સમજે છે છતાં ઉદાર વૃત્તિથી એ જ રીત નિભાવી રાખે છે.

મેં એક રાણા કોમના અગ્રેસરને મારે ત્યાં બોલાવ્યા હતા. તેમને પૂછ્યું કે "રાણા અને ગોલામાં કંઈ ભેદ ખરો?" તેમણે કહ્યું "મારું રાણા પત્રિકાવાળુ સ્પષ્ટીકરણ વાંચો 'પીએ તે ગોલા ન પીએ તે રાણા.' એમની વ્યાખ્યાની ઢબ પરથી મને તરત એક પકિત યાદ આવી. 'બોલે તે પોપટ ન બોલે તે સૂડો.

પંખીની જાતમાં પોપટજી રૂવે.' તેમણે કહ્યું કે ચાલુ કોમને એ કુટેવમાંથી છોડાવવાને તેમણે ભગીરથ પ્રયત્નો કર્યા હતા.

થોડા વર્ષમા ગણુ કોમે એક પ્રગતિ કરી તે 'ગોલાના ગરબાની'. ગોલણો નહિ પણ ગોલાઓ સ્ત્રી જેમ તાળી પાડીને ગરબા ગાય છે અને જેમ સ્ત્રીઓના ગરબા, ભટજીના ગરબા રાખવામાં આવે છે તેમ કેટલીક જગાએ ગોલાના ગરબાનો કાર્યક્રમ રાખવામા આવે છે અને નવરાત્રમાં પણ ગોલાના ગરબા ગવાય છે એ ગરબામાં અર્વાચીન ગરબાનાં અભિનય, રજુઆત અને વેશ-પરિધાનના તત્વો ખાસ દેખા દેતાં નથી. પણ ઘાંટો અને તાળી સંભળાય એવા હોય છે શુ ગાય છે તે સમજવા અને ગરબાના શબ્દો ઝીલવા કાન સોનરા કરવા પડતા નથી. માધુર્ય સ્વભાવિક રીતે ઓછું હોય છે, એટલે મારે સ્વભાવિક રીતે ગોલાના ગરબા ગવડાવનારા એક સુશિક્ષિત મિત્રને પૂછવું પડેલું, "સ્ત્રીઓના કંઠમાધુર્ય ભર્યા ગરબા ત્યજીને પુરુષોના કઠોર સ્વરથી ગવાતા ગરબા સાંભળવાનું તમને કેમ રુચ્યું?" તેમણે જવાબ આપ્યો. "નવીનતા પણ ખરી અને શું ગાય છે તે સમજી શકાશે એટલી ખાતરી યે ખરી." કંઠ-માધુર્યને ભોગે બાહ્ય સાધનો વડે પ્રગતિ સાધવા મથતા બહેનોના ગરબામાં રહેલી કરુણતાનું મૂર્તસ્વરૂપ 'ગોલાના ગરબા' નથી શું ?

સુરતમાં એક બીજા પ્રકારના રાણા છે. તે મૂળ સુરતના નથી છતાં સુરતની વિશિષ્ટતા બની ગયા છે. તે એક છે છતાં અનેક છે. તે ગોલા રાણા નહિ, પણ ઘોઘારાણા છે

સુરતની એકે એકે રમત ખુંદી વળેલ મારા બાળપણના દિવસો યાદ આવે છે. નવરાત્રના દિવસોમાં અમે ઓટલે માટીના ઘોઘારાણા માંડતા. તેમની આસપાસ અનેક જુદાં જુદા રમકડાં ગોઠવતાં. નવરાત્રના દિવસોમાં અંબાજી માતાજીના મંદિર પાસે તેમ જ અન્ય જગાએ ઘોઘારાણાની નાની માટીની આવૃત્તિઓ વેચાતી અને ઘેરેઘેર મંડાતી. ઘોઘારાણાની પાસે અમે છોકરાંઓ જીરૂંમીઠું કોડીથી રમતાં રમતાં કોડીઓ ફરકાવતાં અને હારે તેને જીતનારાના હાથના રૂમાલના કે કકડાના કોરડા હથેલીમાં ખાવા પડતા એવી ઝાંખી સ્મૃતિઓ તાજી થાય છે. .

ઘોઘારાણાને માકરિયા ચણા વરીઆળી દાણા, રેવડી એવો પ્રસાદ રોજ ધરાવતા પ્રસાદ વહે ચણી દિવસની રમતની પૂર્ણાહુતિ હતી પ્રસાદ ધરાવવાની ક્રિયા મહાપુરૂષની પૂજા સાથે હમેશ સંકળાયલી હોય છે એ પૂજાથી દેવ પ્રસન્ન થાય ત્યારે કઈ ને કઈ સ્વરૂપમા પ્રસાદ મળે છે પહેલા તો કોરડા ખાવા પડે છે પણ છેવટે ગળ્યા મ્હા થાય છે ઘોઘારાણાની પૂજા પણ સામાન્ય સાધનાનુ પ્રતીક નથી? છતા પ્રસાદ પ્રસાદ અને પૂજા પૂજામા પણ ફેર હોય છે કેટલાક દેવ એવા હોય છે કે સમસ્ત ઉપહાર પોતે જ આરોગી જાય છે અને ભાગ્યે જ ભકતોને માટે પ્રસાદ રહે કેટલાક ખાય છે ખરા અને ખવડાવે છે પણ ખરા, જ્યારે કેટલાક માત્ર સુગધ વાસના લઈ આખોયે ઉપહાર પ્રસાદ રૂપે ભકતોને પુનરર્પણ કર છે શ્રી ઘોઘારાણાની પ્રશસામા કહેવુ જોઈએ કે તેમનુ વિશાળ શરીર, તેમના શરીરને અનુરૂપ તેમની ફાંદ વગેર હોવા છતા એક કણિકા પણ શ્રી ઘોઘારાણા ઓછી કરતા નથી

ઘોઘારાણાની પૂજા માડતા કોડીઓ ફરકાવતા ગેયડાબાજી કરતા અને પ્રસાદ છેવટે આરોગતા છતા આ શા માટે કરીએ છીએ, કયા દેવને પૂજીએ છીએ, પૂજાનુ શું મહત્ત્વ છે, કયા ગુણો, વીરત્વ અને મહત્તાને સત્કારીએ છીએ એ સમજતા નહોતા પણ એમા અમારો વાક ન હતો અમે તો બાળભાવ તેમ જ કિશોરભાવે બીજી રમતની જેમ એક રમત રમતા હતા અમારા દુરદેશી વડીલોએ સુરત માટે ઋતુ ઋતુને અનુકૂળ રમતો ને તહેવારો ઘડી મૂકયા છે અને તે સમયે કેળવવા જોગ તમામ ઇન્દ્રિયોને કેળવવાનો તેમા પ્રબધ રખાયો છે આસો માસમા ઘોઘારાણાની પૂજા અને કોરડાબાજી શરૂ થાય તે હાથની ચામડીને સખત બનાવે તે રમત પૂરી થાય ત્યા તો ફટાકા, નાળ ફોડવાની શરૂઆત થાય છે અને નાક તથા કાન બને કેળવાય. તે રમત પૂરી થાય તે પહેલા તો પતંગની શરૂઆત થઈ ચૂકી હોય અને આખ હાથ અને જીભનો વિકાસ શરૂ થઈ ચૂકયો હોય, ધીબીઘટાને દિવસે તેની પૂર્ણાહુતિ થાય એટલે હોળી નજીક આવવા માટે. અબીલ, ગુલાલ, પિચકારી, હોળીની પઈ (હવે પૈસા) ની માગણી શરૂ થાય. તે પૂરુ થાય તે પહેલાં તો ભમરડા શરૂ થઈ ચુકયા હોય અને હોશિયાર તેમજ ભમરડાના ભમરડા ફરવા શરૂ

થઈ ગયા હોય. આમ ચ કનેમિ ક્રમેણ એક પછી એક આવતી સુરતની રમતો જેવી અમારે મન તો ઘોઘારાણાની પૂજા એક રમત હતી. પણ કમનસીબની વાત તો એ છે કે અમારા વખતનાં બાળકોની પેઠે સુરતનો પુખ્ત ઉંમરનો વર્ગ પણ ઘોઘારાણાની ઉત્પત્તિ, ઘોઘારાણાની મહત્તા અને તેમની જીવનચર્યા વિષે તેટલું જ અજ્ઞાન ધરાવે છે

મેં ઘોઘારાણાના મંદિરની પાસે વસતા તથા બીજા સુશિક્ષિત ગૃહસ્થોને પૂછ્યું પણ સત્તાવાર અને તદ્દન ખાતરીલાયક માહિતી કોઈ પૂરી પાડી શકતું નથી. તેમના પુખ્ત ઉમ્મરના પૂજારી પણ કંઈ ઘોઘારાણાના દેવત્વ બાબતની શ્રદ્ધા અને કંઈક ચમત્કારની હકીકત સિવાય બીજું ખાસ જ્ઞાન ધરાવતા નથી. પણ બહુમતિ માન્યતા એવી છે કે ઘોઘારાણા ઘોઘાના વનની ચાંચિયા હતા. સુરતની જાહોજલાલીના વખતમાં સુરતનો વહાણવટાનો વેપાર બહોળો હતો અને સુરત બંદરેથી પુષ્કળ માલ દેશાવર ચઢતો ને ઊતરતો.

કહેવાય છે કે ઘોઘાના કતરાં ભસતાં તે અહીં દરિયાકાંઠે પણ સંભળાતાં. હવે તો કાં તો કતરાનો રડવાનો અવાજ નાનો થયો હોય કે શ્રવણેન્દ્રીય કમતાકાત થઈ હોય પણ તે અવાજ સાંભળી શકાતો નથી. ઘોઘારાણા ખાસ કરીને શ્રીમંત વેપારીઓના વહાણ લૂંટતા. આમ નુકસાન થતું પાલવતું ન હોવાથી સુરતના શ્રીમંત શાહસોદાગરોએ તેમને સુરતના વહાણ ન ડૂબાવવાની શરતે વર્ષાસન બાંધી આપ્યું અને તે માતાજીના ભકત ઘોઘારાણા નવરાત્રના સમયમાં આવીને ઉઘરાવી જતા

પણ માત્ર રંજાડવાની શકિત આમ પૂજાય નહિ અને મરણ બાદ પણ તેની મહત્તા ટકે નહિ. ઘોઘારાણાની મહત્તાની પાછળ ગરીબો પ્રત્યેની હમદર્દી અને સ્ત્રી સન્માન હતાં. તે તવગરને લૂંટતા. પણ ગરીબોને સંતોષતા. સુરતથી જે નાણાં ઉઘરાવતા તેમાંથી ગરીબોને ખખાવત કરતા. કોઈ સ્ત્રીને રંજાડતા નહિ. ઉલટું આફતમાં આવેલ સ્ત્રી વર્ગનું રક્ષણ કરતા. એમને માટે એવી દંતકથા છે કે હજી એમના હાથના મીંઢળ છૂટયાં નહોતાં અને ચુંદડીનો રંગ ઊતર્યો નહોતો ત્યાં સો દુ:ખી બહેનની હાકલ આવી અને ઘોઘારાણાએ તેની મદદે પોતાનો ઘોડો મારી મૂકયો. એ બનાવ તેમના ભકત ફકીરચંદે

ઐવા ભજનમાં વળી લેવામા આવ્યો છે ઘોઘારાણાના લાલના પૂજારી પાસેથી મળેલું એ ભજન તેમના પોતાના શબ્દમા રજૂ કરું છુ

ધીગી ધજનો ધણી દેવ બન્યો,
અમારો આ દસગ દેવ બન્યો
અમારા ઘોઘાદેવ દેવ બન્યો
તખતબાની કુખે જન્મ્યા
અમારો ઘોઘાદેવ દેવ બન્યો
અતિ સુબાની ફોજ ચડી આવી
ઘેરા ઘાલ્યો આ કાગવેલ ગામ
નફ્દ ઘોડે શૂરા સવાર થયો છે
જાયે બેનીની વારે ચડવા
હાથમા મીંઢળ છૂટ્યાં નથી એહનાં
ચુડીના હજી ઊતર્યા નથી રગ
ફકીરચંદ એ વિનતિ કરે છે
ભક્તોને વારે થાઓ મુગધદેવ

અને આજે યે સુરતના અમુક વર્ગમા શ્રી ઘોઘારાણા દેવ તરીકે માન પામે છે સુરતની ગોપીપરાની નાની છીપવાડ આગળ શ્રી ઘોઘા રાણાનું મંદિર આવેલુ છે. તે શેરી તેમની યાદગીરીમાં ઘોઘારાણાની શેરીના નામથી ઓળખાય છે મદિરમાં અતિકાય ઘોઘારાણાની કમરથી પાઘડી સુધીની મૂર્તિ છે

ઘોઘારાણાની શરીર આકૃતિ તેમજ ફાંદને અનુરૂપ લેબેલ્ડ છે પણ તે તેમના કોઇ ભાવિક કે ભક્તને રુચેલી નથી લાગતી તેમા શ્રી ઘોઘારાણાનો પ્રિય ખોરાક વગણા વર્ણવેલો છે. તેને લઇને તેમની નિદ્રા અવિચ્છિન્ન રહે નથી પણ અડધી રાતે તેમની નિદ્રા અને સુખશાંતિમા ભગ પડે તેવા ઉપસ્થિત થાય છે એવી કલ્પના કરી છે।

આસો સુદ ૧થી પૂનમ સુધી ઘોઘારાણાનો ઉત્સવ ગણાય છે. ઘોઘારાણાને ભાવિકો પગે લાગે છે. બાધા આખડી ચઢાવે છે. અને માનતા માની તેમની ફરજ કોરડા ખાય છે. જેણે બાધા રાખી હોય તે માણસને ઘોઘારાણા સમક્ષ ગાજતે વાજતે લાવવામાં આવે છે. અને મોટા કપડાના કોરડાથી ઘોઘારાણાની સમક્ષ તેને કોરડા મારવામાં આવે છે. કેટલા કોરડા મારવા, ક્યારે મારવા, ક્યારે શરૂઆત કરવી અને ક્યાં અટકવું તે શ્રી ઘોઘારાણાના હુકમ મુજબ થાય છે અને તે હુકમ શો છે તે તેમના પૂજારી પ્રેરણાથી કે ચિઠ્ઠી મૂકીને વ્યકત કરે છે. વળી પ્રત્યેક વર્ષે આસો સુદ સાતમને દિવસે ગોરમાના મંદિરમાંથી નીકળી બપોરે બે વાગે માણસો આવે છે અને ઘોઘારાણાને ભેટ ધરાવે છે. પંદર દિવસ શ્રી ઘોઘારાણાની પૂજા થાય છે. કાળી ચૌદસને દિવસે તેમને ખાસ કરીને મીઠાઈ ધરાવવામાં આવે છે તેમ જ અફીણ ચઢાવવામાં આવે છે.

કેટલાક સુશિક્ષિત પુરુષો આ બાધાઆખડી તેમ જ ફટકા ખાવાની ક્રિયા જોઈને વિચારમાં પડે છે. પણ હિંદુ માન્યતાએ એટલું ઔદાર્ય રાખ્યું છે અને દેવત્વાર્પણ પણ એટલું સુલભ બનાવ્યું છે કે તેમની બાધાઆખડી હિંદુત્વ ઓળંગીને પણ આગળ વધી છે. એમ તો કેટલાક તાબુતની બાધા રાખે છે. શ્રી ઘોઘારાણાએ ગરીબોને પાળ્યા હોય, બહેનોની રક્ષા કરી હોય અને અત્યાચારીઓને અને બીજાનું લોહી પી તાગડધિન્ના કરતા મખ્ખીચૂસોને રંજાડ્યા હોય તો તેમને દેવ તરીકે નહિ પણ એક વીર તરીકે તો જરૂર સન્માનીએ.

ગણપતિ ચોથના અરસામાં ગણપતિ માંડવાની, તેમને પૂજવાની, અને તેમને લાડુ ધરાવવાની વિસ્તૃત પ્રથા છે. પણ તેમાં એક ફેર છે. ગણપતિનું વિસર્જન અમુક દિવસે કરવામાં આવે છે. તેમને અમુક દિવસે તાપીમાં પધરાવવામાં આવે છે. શ્રી ઘોઘારાણાનું કદી વિસર્જન થતું નથી. આસોના શ્વેતપક્ષ પછી ઘોઘારાણા સ્વસ્થાને જાય છે અને સારા રહ્યા હોય તો પાછા મંડાય છે અગર તો તે જ પક્ષમાં પણ એકથી વધુ અવતારો ધારણ કરે છે. ઓટલે ઓટલે ઘોઘારાણાને, મૂળ ઘોઘારાણાને જોઈને અમને નરસિંહ મહેતાનું પ્રભાતિયું યાદ આવતું, 'અખિલ બ્રહ્માંડમાં એક ઘોઘાપતિ જૂજવે રૂપ, અનંત ભાસે, દેહમાં પેટ તું પેટમાં ખાદ્ય તું શૂન્યમાં શબ્દ થઈ નિંદ જાગે.

ઘોઘારાણા મહાકાય છે, ભીમ સ્વરૂપ છે તેમનામાં ચારુતા, સારૂપતા સુરેખતા કે દેહસૌષ્ઠવ નથી. હજી યે કોઈ ચાપલ્ય વગરનો ભારે કાયાનો ફોફવશા જેવા માલુમ હોય તો 'નર્યો ઘોઘારાણા જેવો છે' એમ કહેવાય છે. દરજી ઘાટઘુટ વગરનો કોટ પાટલૂન સીવી લાવ્યો હોય તો તેવા પાટલૂનને નબુરો કહેવામાં આવે છે, તેમ કોટને ઘોઘારાણા કહેવામા આવે છે પણ આ તો ઘોઘારાણાના શરીરની બાહ્યાકૃતિની વાત થઈ. બાકી ઘોઘારાણાનુ વીરત્વ ગરીબોની હમદર્દી અને સ્રીસન્માન તો પ્રશંસા અને માનનો વિષય છે.

———

## પંજો ચોથો

## [૧] સુરતના મચ્છરો

નાતાલની રજા હતી. હું મુંબઈ મારા મિત્રને ત્યાં ઊતર્યો હતો. તેમના પુત્ર નિરંજને નીચેની પંકિતનો અર્થ સમજાવવા મને કહ્યું:

નિદ્રા મહીં નહિ હતું તનભાન જ્યારે
તેણે જુઓ પુરણ રક્ષણ કીધું ત્યારે
તેને પ્રભાત સમયે ઊઠીને સ્મરું રે
કાર્યો બધાં દિવસનાં પછીથી કરું રે

નિરંજન મારી સાથે ગમે તો થોડા દિવસ રહેવાને ઇરાદે સુરત આવવાનો હતો. મેં કહ્યું હતું, સુરત આવશે ત્યારે સમજાવીશ.

નિરંજન સુરત આવ્યો. નાતાલની રજા, સુરતનો શિયાળો અને સરયુની વર્ષગાંઠનો દિવસ. નિરંજનની સુરતના અનુભવની શરૂઆત મલાઇ ને ઊંધીયાથી થઇ. બપોરે એણે શ્રી. જાગીરદારનું ઊંધીયું વાંચ્યું. સાંજે શિરીષ સાથે રમવાનું અને ફરવાનું મળ્યું. સુરત એને એટલું ગમ્યું કે થોડા દિવસ સુરતમાં ગાળવાનો નિશ્ચય તેણે કરી નાખ્યો.

પણ એક રાતમાં તો એનો નિશ્ચય ઓસરી ગયો. કાકા મને તો ઊંઘ જ ન આવી. એટલા મચ્છર કરડે કરડે કે ન પૂછો વાત, હું તો આજેજ મુંબઇ ચાલ્યો જવાનો. જે પંકિતઓનો અર્થ મુંબઇમાં પૂછતો હતો તે યાદ કરાવી, એ પંકિતઓ કવિએ સુરતમાં લખી છે. રાત્રિના મચ્છરના ગણગણાટ અને ચટકા, ઊંઘવાના તરફડીઆં વગેરે અનુભવો મેળવી સવારે કવિ ઊઠયા અને ઢીમાવાળા શરીર પર હાથ ફેરવ્યો ત્યારે તેમનાથી આ ઉદ્‌ગાર નીકળી ગયલા. તેમના મનમાં સ્વાભાવિક રીતે થયું. રાતે જ્યારે આ દુશ્મનોનાં ટોળાં મારા પર ઉલટી પડયાં ત્યારે મારા શરીરનું પણ મને ભાન ન હતું. દુશ્મનોની સંખ્યા જોતાં અને ગણગણાટ પરથી માલમ પડતી હુમલાખોરોની મનોદશા જોતાં અને તેના પરિણામરૂપ જણાતાં ઢીમણાં જોતાં આ સ્થિતિમાં પણ ઊઠયો છું તે જ બતાવે છે કે પ્રભુએ જ મારું પૂરું રક્ષણ કર્યું છે. ઢીમણાંને



લઈને રાતની વાત જાગતાની જ સાથે યાદ આવે છે અને સુખડનું તેલ લગાડું છું એટલે ઊઠીને પ્રભુને તરત સ્મરું છું અને દિવસના તમામ કાર્યો પછીથી કરવા પડે છે

સુરતમાં મચ્છરો સુરતના ગુલાબ સમા સુંદરીઓના દેહના કાંટા છે એ વાત ખરી પણ તે એના રક્ષણ માટે પ્રભુએ સર્જેલા જરૂરી કાંટા છે એમ કેટલાક

માને છે. જેમ સુરતને ફરતો કોટ છે તેમ સુરતના મચ્છરો એ મહેમાનોના અણઘટતા હુમલા અને ત્રાસ સામે ઊભો કરેલો કોટ છે. સુરતનાં ઊંપીયું, મલાઈ, પોંક, શાકભાજી, મોજશોખનાં વિલોભનો દૂર કરી "ના, હવે તો જઈશું જ" એવો નિશ્ચય કરાવનાર આ જ સુરતની વિભૂતીઓ છે.

મચ્છરની ઉત્પતિ માટે એવી દંતકથા છે કે સુરતમાં પ્રથમ મહેમાનોનો ઘણો જ ત્રાસ હતો. સુરતનું સૌંદર્ય નિહાળવા કંઈ કંઈ બહારના આગંતુકો આવતા. સુરતના જમણથી આકર્ષાઈ કંઈ કંઈ મહેમાનો સુરતમાં અડ્ડો જમાવીને બેસતા. એના ઉત્સવો, એના મેળા, એના ગરબા એને છોડીને જવાની વૃત્તિ શિથિલ કરતા. સુરતીઓ કંટાળ્યા. તેમણે વિષ્ણુને ફરિયાદ કરી. આ મહેમાનોથી અમારૂં રક્ષણ કરો. એમનો મદ સરે તેવો ઉપાય કરો ત્રાગડો એવો બેસી ગયો કે સ્વર્ગમાં કેટલાક ગાંધર્વો અપરાધમાં આવી ગયા હતા. દૈવી મિજલસમાં ગાવા બજાવવાની વખતે મોકળે સ્વરે તેમણે ગાયું નહિ. પણ ગણગણતા હોય તેવું મનવગરનું ગાયું. સ્વર્ગના ઉર્વશી અને યક્ષ જેવા અપરાધીઓ પૃથ્વી પર સજા ભોગવવા આવે અને દુષ્યંત અને પુરૂરવા જેવા પુણ્યશાળીઓ અને દેવમિત્રો સ્વર્ગમાં જાય એવી ચાલી આવેલી પ્રણાલિકા છે. તે મુજબ સુરતીઓની આજીજીથી પીગળેલા વિષ્ણુ ભગવાને શાપ આપ્યો. જાઓ, પૃથ્વી પર ભરતખંડમાં સુરત નગરીમાં મચ્છર થઈને રહો અને જેવું ઈન્દ્ર સભામાં ગાવાને બદલે ગણગણ્યા તેવું ગણગણો. ગાંધર્વોએ બહુ જ કસારી અવધ મૂકવા અને તેઓ શાપમાંથી કયારે છૂટશે તે જણાવવા કહ્યું ત્યારે શ્રી વિષ્ણુભગવાને કહ્યું 'યોગ્ય સમયે હું દૈવી પ્રેરણા કરીશ અને તમને શાપમાંથી મુકત કરી સ્વર્ગે મોકલાવીશ.' વિષ્ણુ ભગવાનના હુકમથી ગાંધર્વો સુરતમાં મચ્છર રૂપે અવતર્યા અને તેમના આગમનથી મહેમાનો જીવ લઈને નાઠા. મહેમાનોનો મદ સર્યો માટે તે મત્સર કહેવાયા અને શુદ્ર નામનો અપભ્રંશ થઈ મત્સરનો મચ્છર થયું. પ્રેમાનંદે નળાખ્યાનની જેમ મત્સરાખ્યાન લખ્યું હોત તો લખત: 'મદ સરાવ્યો સર્વનો માટે મત્સર ધરાવ્યું નામ.'

દંતકથા, લોકકથા, પુરાણ વગેરેનાં કથનો તપાસવામાં વિશ્વાસ એ મોટી વસ્તુ છે. તર્ક અને બુદ્ધિને કાટે એને ચઢાવવાં નથી ચઢાવવા જતાં તેની અદ્‌ભુતતા અને સૌંદર્ય માર્યાં જાય છે પુષ્પના સૌંદર્ય અને સુવાસના પૃથક્કરણ કરવા માટે તેની પાખડીએ પાખડી છટી કરવા જેવુ છે અશ્રદ્ધાશીલ, જડ, યથાર્થવાદીઓ કહી શકે તેમ છે કે મચ્છરો સૃષ્ટિની શરૂઆતથી નહોતા તેનું શું પ્રમાણ છે? સુરતવાસીઓએ વિષ્ણુભગવાનના પાસે ફરિયાદ નોધાવી તેનો શું પુરાવો છે? તેની વિરુદ્ધ કહી શકાય છે કે સૃષ્ટિની શરૂઆતમાં મચ્છરો હતા તેનો શું પુરાવો છે? ઉલટાં આદમ અને ઈવને મચ્છરો નહોતા કરડયા એ જગજાહેર વાત છે. માનવોનો વડવો મનુ કોઈ જગાએ એમ નથી કહી ગયો કે તેમને મચ્છર કરડેલો. વેદ અનાદિ છે તેમાં પણ મચ્છર હોવાનું કે કરડવા બાબતનું લખાણ નથી. શ્રુતિમાં હોવાનું કોઈ કહેતું નથી. જણાય તો પાછળનો ઉમેરો છે. મચ્છરો વિષ્ણુના આદેશથી પેદા નથી થયા એ વાતનો માત્ર વિષ્ણુ ભગવાન જ ઇન્કાર કરી શકે. તે ઇન્કાર કરતા નથી એટલું જ નહિ પણ પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રીવેદી પણ ઇન્કાર કરતા નથી તેથી પણ એ ધારણાને ટેકો મળે છે.

આ ઉપરાંત પણ મચ્છરો સાધારણ પંકિતના જીવો નથી પણ ઉર્ધ્વગતિના સમૃદ્ધિશાળી વિકાસ પામેલા ઉચ્ચ કક્ષાનાં સત્વો છે એ વાત પણ દલીલસહ સમજાવી શકાય તેવી છે તેઓ યોગી છે એ દેખીતી વાત છે જેને સર્વભૂતો રાત્રિ હોવાનુ ગણે છે ત્યારે એ સંયમીઓ નિદ્રા પર અકુશ મૂકી પરોપકારને માટે ગણગણે છે જે વખતે બીજા ભૂતો જાગે છે ત્યારે એ મુનિયો મોટે ભાગે ખુણાઓમાં, ખાબોચિયાં આગળ, કાળાં કપડાં પર અદ્રશ્ય રહીને આરામ કરે છે. વળી પ્રેમાનંદના નળાખ્યાનમા દેવ અને માનવ વચ્ચેનો ભેદ પણ દર્શાવેલ છે કે દેવોના પગ પૃથ્વી પર અડકતા નથી અને એમની આખ પલકારા મારતી નથી. સાધારણ રીતે મચ્છરો ઉર્ધ્વગામી જ હોય છે અને સાધારણ રીતે જમીનથી ઊંચે જ ઊડતા અને ગણગણતા હોય છે જો કોઈક વાર તેઓ જમીન પર દેખાય તો શાપને લઈને તેમની દૈવી શકિત કંઈ મંદ પડેલી હોવાને લઈને, અગર તો કોઈ માનવીએ પોતાને મારી

નાખ્યાનો દેખાવ કરી તેમણે પોતે દેહપરિત્યાગ કર્યો હોય તો જ દેખાય છે. તેમની આંખ સાધારણ રીતે આપણે જોઈ શકતા નથી. એટલે તે પલકારા મારે છે એમ કોઈ કહી શકે તેમ નથી.

માત્ર સુરતને મહેમાનોથી બચાવવાનો નહિ પણ તેથી યે મોટો સાર્વલૌકિક અને સાર્વદેશિક હેતુ તેમના જન્મનો હોય છે એમ દેખાય છે. આકારે તેઓ વિમાન, એરોપ્લેન જેવા છે. અને એરોપ્લેનના પ્રથમ શોધકે તેમને જોઈને એરોપ્લેનનું બાંધકામ કર્યું હોય તો તેમાં કાંઈ તાજુબી પામવા જેવું નથી. એરોપ્લેનો પણ તેમની માફક કાર્યવ્યાપાર દરમિયાન અવાજ કરે છે. તેમની જેમ ઊંચેથી નીચે ડૂબકી મારે છે. પૃથ્વી કરતાં ઊંચે ઊડનારામાં વધારે શકિત છે એમ તમને ચટકો મારી ઊંચે ઊડી જઈ તમે તેને પકડવાનો નિષ્ફળ પ્રયાસ કરતા હો ત્યારે શીખવે છે. જમીન અને દરિયાઈ પ્રભુત્વ કરતાં પણ હવાઈ પ્રભુત્વ ચઢીઆતું છે એ દુનીઆ આજે માનતી થઈ પણ તે બોધ મચ્છરો કેટલાંય વર્ષોથી આપતા આવ્યા છે. મચ્છર ચટકો મારીને ઊંચે ઊડી જાય અને માણસ ઊભો થઈને તેને પકડવા જાય યા તો ડોલના પાણીની છાલક મારે એ અનુભવ જેણે કર્યો હોય તેને ખ્યાલ આવી જ જાય કે જમીન પરથી લડાઈ કરવી કે પાણીથી લડાઈ કરવી તેના કરતાં હવામાંથી લડાઈ કરનારનું વધારે પ્રભુત્વ છે.

આ દૈવી હેતુને ન સમજનારા બહારના મહેમાનોની પ્રેરણાથી કેટલાક વખતથી એક મહાન આંદોલન મચ્છરોની સામે કરવામાં આવ્યું છે. ખુદ સુરતીઓને મન મચ્છરો એ કંઈ મહાન આફત ન હતી. વર્ષોથી સુરતમાં મચ્છરો પણ છે અને સુરતીઓ પણ છે. પરસ્પર એક બીજાથી ટેવાઈ ગયા છે. મચ્છર સુરતીના અંગ પર બેસે અને કરડે અને બહારના માણસના શરીર પર બેસે અને કરડે તેમાં ઘણો ફેર છે. એ તફાવત એની અસરથી જ જણાય છે. દુષ્યંતે શકુંતલાની પાછળ ભમતા ભ્રમરાને જે સહેલાઈથી ખસેડી મૂક્યા તે સહેલાઈથી સુરતી મચ્છરને ઊડાડી મૂકે છે. બહારનો માણસ તેને આ ક્રમણ કરનાર યોદ્ધો સમજે છે, તેની સામું મચ્છરદાનીની દિવાલો ખડી થાય છે.

પોયશા અને ફ્લીટની વિમાનવિરોધી તોપોના ધડાકા તેમની મગડે થાય છે. અગરબત્તીઓ તેમના ધુમાડા મચ્છરો સામે કાઢે છે મચ્છરો તાવ લાવે છે, તેમના કરડવાથી હાથીપગાનો રોગ થાય છે એમ ભાષણોથી, લેખોથી જાદુઈ દીવાથી સમજાવવામાં આવે છે મચ્છર વિધ્વંસક યંત્ર રૂ ૨૦,૦૦૦ ને ખર્ચે લાવવું જોઈએ એવું પ્રચાર કાર્ય પણ કરવામાં આવે છે આવા મચ્છરવિરોધી પ્રચારકાર્યથી ખુદ સુરતના પણ કેટલાક માણસો એમ માનવા લાગ્યા છે કે મચ્છર એ સુરતનો મહાન દુશ્મન છે કેટલાક તો એટલે સુધી કહે છે કે સુરતનો મુખ્ય અને એક જ પ્રશ્ન એ છે કે સુરતને મચ્છરવિહોણું કેમ કરવું તેનો જવાબ આપવામાં આવે છે, ગગ્ગથી ગટર આવશે તો જ સુરત રોગ, અનિદ્રા, અસ્વચ્છતા અને અશાંતિમાંથી બચશે એમ તેઓ કહે છે તેઓ કહે છે કે સુરત એ ખાળકૂવા પર તરતું શહેર છે ગંદકી પર ઊભેલી ઇમારત છે પણ બધા જ એમ માનતા નથી એમ તો મરવાની અણી પર ઊભેલા પાતો વૈરાગ પામેલા પુરુષો સ્ત્રીની પણ નિંદા કરી ગયા છે સાગે માનવદેહ હાડમાંસ ને રુધિરથી ભરેલો છે અને કાયાનો રંગ પતંગ છે એમ પણ લખનારા લખી ગયા છે તેથી દુનિયાએ વૈરાગ લીધો નથી આ સાંભળીને પણ યોગી સમા સુરતીઓ જ્યાં પણ સુખ કે અસુખમાં ભોગવ્યા સિવાય ભોર પગ બેભી રસ્તામાં પગતે જમી શકે છે વરસાદની શરૂઆત થતાની સાથે જ મોરીઓ ખુલ્લી મૂકી દે છે જીવનમાં બદી છે, ઊણપ છે જીવન સુવર્ણના ભીતરમાં ગાભો છે એમ જાણે છે તે છતાં તેની પરવા કર્યા સિવાય તેને જીવનમાં મોજ લાગે છે તેમ ની કરે છે એ તો કહે છે કે મચ્છર તો આપણા બાપદાદાના વખતના છે "આપણને શું નડ્યા?"

આથી ઉલટું સુરતથી અપરિચિત સુરતની બહારના કેટલાક માણસોને મન તો સુરતના મચ્છરો સિંહ, વાઘ, વરૂ, જેવા હિંસક પ્રાણીઓ, એક મોટો હાઉ, એક મહાન વિપત્તિ છે કેટલાક એમજ સમજતા લાગે છે કે સુરત એટલે મચ્છરો સુરતમાં જાઓ એટલે મચ્છરો વાટ જોઈને બેઠા જ હોય અને રાત દિવસ તમને કરડ્યા જ કરે સુરતમાં મચ્છરોનો એટલો ત્રાસ કે મચ્છરો ઉડાડ્યા સિવાય જાણે બીજું કંઈ કાર્ય જ શક્ય નથી આવા એક ભાઈ મારે ત્યાં

મારા એક મિત્રની ચીઠ્ઠી લઇ આવી ઊતરેલા. ચા પાણી પી તાજા થઇ પહેલો જ પ્રશ્ન તેમણે કર્યો: "કેમ, કંઇ તમારા મચ્છરો ખાસ દેખાતા નથી?" મેં કહ્યું આજે બધા મચ્છરો કતારગામમાં લગ્ન છે ત્યાં જાનમાં ગયા છે. સાંજ સુધીમાં વહુવર પાછું ફરશે ત્યારે પાછા આવશે." ગમ્ય બેની વચ્ચે છે. એટલું તો કબૂલ કરવું જ પડશે કે મચ્છર સુરતના જીવનનું એક અંતર્ગત અંગ છે.

મચ્છરવિરોધી આટલો ઉહાપોહ, આટલું પ્રચારકાર્ય હોવા છતાં સુરતને અને સુરતના કાર્યકર્તાઓને ગટર જોઇએ છે કે કેમ એ પ્રશ્ને ઘણાજ મૂંઝવ્યા હતા. ચૂંટણી વખતે સુરતમાં ગટર લાવવી જ જોઇએ એમ પત્રકારો પોકારતા અને 'અમે ગટર લાવવાના હિમાયતી છીએ એમ ઉમેદવારો બાંગ મારતા. ચૂંટણી પછી જે મુશ્કેલી ચૂંટણી વખતે ગટર લાવવામાં નહોતી જણાતી તે ઉમેદવારોને જણાતી. ગટરનો વેરો ભરવાને મતદારો તૈયાર છે કે નહિ તે પ્રશ્ન ઉપસ્થિત થતો. સુરતના જે મતદારોને ગટર જોઇતી હતી તેમાંના ઘણાને ગટર વેરો જોઇતો નહોતો. જો દાંત આપીને પ્રભુ ચવાણું આપે છે તો મચ્છર પેદા કરી ગટર પણ તેણે બનાવી આપવી જોઇએ એમ તેઓ માનતા. આથી જો ગટર લાવવા ગટરવેરો સભ્યો મતદારો પર નાખે અને મતદારો તેની કદર ન કરી શકે તો બીજી ચૂંટણી બાદ સેવાભાવી સેવકોને અભાવે શહેરનું શું થાય? એ પણ પ્રશ્ન ઉદ્ભવતો. આ સાથે ગટરનો ખર્ચ ક્યાંથી કરવો? ગટરને વાળવી ક્યાં? મંઢિવળામાં પુના કુંભારીઆમાં કે બીજે ક્યાં? તે યોજનાની સામે વિરોધ ઊઠે તેનું શું? આમ મચ્છર જેવા જીવોએ સુરતના પીઢ અને અનુભવી સેવકોને અને સેવાભાવીઓને ઘણા મૂંઝવ્યા હતા.

જે શ્રદ્ધાળુ અને ભાવિક પુરુષો ઉપલી દંતકથા માને છે તેમને મન આ કોયડો જ નથી. તેમને કંઇ મૂંઝવણ લાગતી જ નથી. ગાંધર્વોને શાપમાંથી મુક્ત થવું હશે તો વિષ્ણુ ભગવાનના વચનનો અમલ કરાવવો જ પડશે. તેમણે ધર્મની ગ્લાનિ કરવી પડશે. સાધુઓ પર ખાસ હલ્લો કરવો પડશે. દુષ્કૃતોની ગણનામાં આવે તેવાં કૃત્યો કરવાં પડશે. રાતદિવસ ડંખ દેવા પડશે. ગૌબ્રાહ્મણને ખાસ કરડવું પડશે. સુરતમાં છે તેના કરતાં કારમી ત્રાહ્ય ત્રાહ્ય

પોકરાવવી પડશે પ્રભુને લાગશે કે હવે અવધિ થઇ છે, ગાધર્વોએ પોતાનો શાપ ભોગવી લીધા છે ત્યારે તે દેવી પ્રેરણા કરશે. મચ્છરોનો નાશ થશે સુરત સુધરાઇ એક આદર્શ સસ્થા થશે સુરતની રડતી સુરત હસતી થશે. સુધરાઇમા અતગ કહે તે જ ખરૂ એમ માનનારા અને તેમ કરવામા બેઠક જાય તો ગુમાવવાની જીગરવાળા સ્વત ત્ર સભ્યો બેસશે નજીવી બાબતો પર ભાષણો નહિ અપાય સમય નહિ વેડફાય કોમ, વોર્ડ કે પક્ષના હિત ખાતર. શહેરના હિતનો ભોગ નહિ અપાય. અને પોતાનુ કે પોતાના મતદારનું કામ કઢાવી લેવા બદલ સુધરાઇના અમલદાર વર્ગની રહેમ માગી સ્વતંત્રતા નહિ ગુમાવે

પણ એ તો થશે ત્યારે. હાલ તો મચ્છરપીડિતોએ પ્રભુનો જ પાડ માનવાનો કે

નિદ્રામહી નહિ હતુ તનભાન જ્યારે
જેણે જુઓ પુરણ રક્ષણ કીધું ત્યારે
તેને પ્રભાત સમયે પ્રથમે સ્મરુ રે
કાર્યો બધાં દિવસનાં પછીથી કરુ રે

———

## [૨] આગ, રેલ અને લૂટ

**શ્રી** અને સરસ્વતીની માફક અગ્નિ અને પાણીનો એક સ્થાને સમન્વય નથી થતો. પણ સુરતમાં તો કેટલીક સદીઓથી આગ અને રેલ બંને સાથે મહાલે છે. તેમાંની મોટામાં મોટી આગ અને મોટામાં મોટી રેલ એ મોટી આગ અને મોટી રેલ એ નામથી પોતાનાં સંભારણાં મૂકી ગયાં છે.



સુરતની મોટી આગ એપ્રીલની એક સાંજે માછલીપીઠમાં ફાટી નીકળેલી. આ આગના કેટલાક સંજોગો વિલક્ષણ હતા. એક તો અગ્નિ પૂજક તાલેવંત પારસીના ઘરમાં જ આગે શરૂઆત કરી. બીજું તો લક્કડકોટ જેવા ભાગમાં નહિ પણ પાણીભૂખી માછલીની પીઠના લત્તામાં તેની શરૂઆત થઈ. ત્રીજું કકડતા મધ્યાન્હમાં નહિ, અને સુસવતા પવનના સપાટામાં નહિ પણ સાંજના શાંત ભાગમાં એણે મુહૂર્ત કર્યું અને રાત સુધીમાં તો માઈલો સુધી દેખાય એવું ભયાનક અને પ્રચંડ રૂપ ધારણ કર્યું. તા. ૨૫મીની પરોઢિયે દક્ષિણ મારૂત નીકળ્યો અને તેણે આગને કણપીઠ ઝાંપા વગેરે વસ્તીવાળા ભાગમાં પહોંચાડી. પુરાણકાળથી દક્ષિણ દિશાના પવનનું કાર્ય ઘરો બાળવાનું નહિ પણ કામીઓનાં દિલ જલાવવાનું છે પ્રત્યેક સંસ્કૃત નાટક અને નાટિકાઓમાં મલયાનિલ અને દક્ષિણ મારૂતને પ્રેમીઓના સુકુમાર દિલને ભસ્મીભૂત કરતો કલ્પવામાં આવ્યો છે. આવા સુકુમાર દિલને જલાવવાનું કામ કરનાર પવનને

પણ આવા વિનાશક કાર્યમાં રોકવામાં આવ્યો તે જ બતાવી આપે છે કે કુદરત પોતાનાં તમામ તત્ત્વોનાં બળ ભેગાં કરવા માગતી હતી. ૨૯મીની સવારે આગ હોલવાઇ અને તેમાં નવ હજાર ઉપરાંત મકાનો, કેટલીક બોહરાજી મસ્જીદો અને સખ્યાબંધ માલુસો ભસ્મીભૂત થયાં.

કહે છે કે પુરાણા સુરતની શેરીઓ અને ગલીઓ આથી પણ ઘણી સાંકડી હતી. ઘર પણ સળગી ઊઠે એવા સામાનથી બાંધેલાં હતાં. રસ્તા પહોળા કરવા એ સુખાકારી માટે, સ્વચ્છતા માટે જરૂરી હતા. જૂના ઘીચોઘીચ બાંધેલા અંધારિયા સુરતની બાંધણી પર નવુ સુરત બનાવવું તદ્દન અશક્ય હતું. સંહારમાં પણ કુદરત નવા સુરતની સજાવટ કરી રહી હતી પારકાના કષ્ટમાં રાચવું એ સત્પુરુષનું કામ નથી. છતાં મી. બહેરામજી મલબારીએ પોતાના ગુજરાત અને ગુજરાતીઓમાં નીચે મુજબ "એક કલેકટર સાહેબની રસ્તા પહોળા કરવાની નીતિનો નિર્દેશ કર્યો છે. એક જાણીતા કલેકટર આ રસ્તા પહોળા કરવાની પદ્ધતિના એવા શોખીન હતા કે તેમના કારકુનો ને પોતાના મિત્રોને જણાવતા તે પ્રમાણે જ્યારે જ્યારે શહેરના ઘીચ વસતીવાળા અને ખરાબ બાંધણીવાળા ભાગમાં આગ ફાટી નીકળતી તે વખતે કલેકટર સાહેબ રસ્તો પહોળો થવાના સંભવને લઇને મુકત હાસ્ય કરતા અને ખુશાલીમા બને હાથ એક બીજા સાથે ઘસતા. આવા કોઇ પ્રસંગે કલેકટર જો આગની જગાએ પહોંચી જતા અને જેનું ઘર યા દુકાન બળી ગઇ હોય એવા વાણીઆને દીલાસો આપતા ત્યારે મારૂં ઘર સળગાવીને હવે દીલાસો આપવાની મશ્કરી શું કામ કરો છો એમ કહેતો હોય તેવી રીતે વાણીઓ તેમના સામું જોઇ રહેતો. ખરેખર કેટલીક જગાએ તો એમ માનવામાં પણ આવે છે કે કલેકટરની અગત્યની ફરજોમાં એક ખરાબ બાંધેલી ગલી અને શેરીઓને આગ લગાડવી એ પણ હતી. આવી નાજુક બાબતમાં પુરાવો તોળવો એ ઇતિહાસકારનું કામ નથી. કલેકટરના રહસ્ય આપણે જાણતા ન હોવાથી તેનાં દિલમાં જે હોય તે ખરૂં."

તે સમયે રણશિંગડું ફૂંકાવું જોઈએ. એટલે કાં લાગીનો પ્રશ્ન નાના મોટા છોકરાં પૂછવા મંડી જાય છે. કોઈનું સાસરૂં, કોઈનું મોસાળ, કોઈના ભાઈબંધ દોસ્તદાર તે લત્તામાં તેની પાસેના લત્તામાં અગર તો ત્રણ લત્તા દૂર હોવાના જ એટલે કંઈ નહિ તો આગ તેમના ઘરથી દૂર છે અને તેમના ઘરને કંઈ થયું નથી એવો અંગત સંતોષ મેળવવા આગને સ્થાનકે જવાને ઘણા તૈયાર થઈ જાય છે. આમાંનું કંઈ પણ કારણ ન હોય તોયે બહુ મહત્ત્વનું કામ ન હોય તેને બાજુએ મૂકીને પણ આગ શહેરમાં લાગી તો તે જોવી તો જોઈએ જ એ પ્રજાસેવાની લાગણીથી પ્રેરાઈને ઘણા આગ જોવા તૈયાર થઈ જાય છે. આમ છતાં જો આગ છાંટી પાછો આવતો બંબો મળે, આગ છંટાઈ ગયાના ખબર મળે યા તો સહેજ સાજ છમકલું જ નીકળે તો આગ જોવા નીકળતો માણસ ઘણો જ નાસીપાસ થઈ જાય છે, અને નાસીપાસ થયલા હૈયાની વરાળ બંબાવાળા પર, આગ પર, છાંટા નાખનાર પર, રણશિંગડું વગાડનાર પર થોડી મુલાયમ સરસ્વતી વર્ષાવી કાઢે છે. કોઈનું ઘર બળી જાય તેવી એ પ્રેક્ષકની ઇચ્છા નથી. કોઈને હાનિ પહોંચાડવાનો ઇરાદો નથી પણ સેવાભાવથી પ્રેરાઈને અમુક દ્રશ્ય જોવાને ખાતર માણસ ટાઢ, તડકો, રાત દિવસ કામકાજનો વિચાર બાજુએ મૂકી નીકળે અને તે પણ જોઈ શકાય તે પહેલાં તે દ્રશ્ય પર પડદો પડી જાય તો આશાઓ જન્માવી તેને છેહ દેનાર જે જે માણસો હોય તેઓ ઠપકાના અધિકારી થાય એ કેવળ સ્વાભાવિક વસ્તુ છે.

શહેર સુધરાઈના કાર્યકરો પણ અંદરથી આગને ગાળો દેતા સેવાભાવથી આગ અને રેલને સ્થાને પહોંચી જાય છે. જો કોઈ સ્થાનિક પત્રોની ફાઈલો વાંચો તો માલમ પડશે કે સેવાભાવની કદરદાની આવે પ્રસંગે થાય છે. જો કદાચ બંબો આવતાં, પાણી આવતાં, આગ છાંટતાં વાર થઈ તો અમલદારો અને સુધરાઈના આગેવાનોની શિથિલતા બદલ તેમને માનની નવાજેશ કરવી શરૂ થાય છે. એવા પણ દાખલા છે કે જેમાં આગ છાંટવાના ઉપાયો કરવાને બદલે સુધરાઈના અમુક શખ્સોની શોધ કરવાના વ્યવસાયમાં લત્તાના માણસો પડી જાય છે. અને જે શખ્સોની શોધ થતી હોય તે શખ્સો અમારે એ નવાજેશ નથી

જોઈતી એમ કહી અદ્રશ્ય થાય છે આમ છના તેમનો ભેગો થઈ જાય છે તો અણગમતા સ્પર્શ ન થાય તે ખાતર બીજાને વચ્ચે પડવાના પ્રસંગ પણ બને છે

જીવનની મહત્તા અને અલ્પતાના દૃષ્ટાંતો આવા પ્રસગે બને છે પોતાના જીવ અને સલામતીનો ખ્યાલ રાખ્યા સિવાય માત્ર માનવતાને કારણે જ પચાવી સ્ત્રી અને બાળકોને બચાવનારા વીગેના પરાક્રમ અહીં જોવાના મળે છે તે સાથે પોતાના નગાના પાચ ઘર આગથી દૂર હોય તો પણ પોતાના સગા તરફની સળ ગેલી દિવાલને પાણી છાંટવા સુદ્ધ પકડીને બેસી રહેલા અને સળગતા ઘરને સળગવા દેનારા મહાનુભાવો ખેચાખેચી કરતા પણ અહીં જણાય છે અને મોટી સખ્યા તો આમાનુ કઈ પણ ન કરતા આગની પ્રગતિ નિહાળતા હવે આગ કઈ બાજુ પ્રસરશે, ક્યુ ઘર પડશે, પવન વધુ નીકળશે તો શુ થશે વગેરે લશ્કરી નિષ્ણાતની અદાથી આગાહી કરતા ઊભા રહેલા હોય છે બીજે દિવસે મહોલ્લામા જઈ આગ, આગનુ સ્વરૂપ, તેનાં કારણો, મ્યુનિસિપાલિટીની ફરજો વગેરે બાબતો પર તેમને રીપોર્ટ કરવાનો હોઈ તે તમામ હકીકતો ભેગી કરવાના કાર્યમા પડેલા હોય છે

રોગ અને માદગીની પેઠે આગની પણ વાવડ યાને સીઝન હોય છે એ મોસમ ઉનાળાની ઋતુમા આવે છે રવિવાર કે મગળવારે મહિનો બેસે ત્યારે એ મોસમની શરૂઆત થએલી મનાય છે એવા મહિનામા લોકો આગની આગાહી કરીને બેસે છે અને સ્ટવ સળગાવતા, બીડી સળગાવતાં ઘણી કાળજી રાખે છે આમ છતાં જો મહિનાનો મોટો ભાગ શાંતિથી પસાર થાય તો લોકો ઘણા જ વિચારમા પડી જાય છે અને છેવટે એકાદ છમકલુ પણ થાય તો પરચો પડ્યો ખરો એમ સતોષ માની આપણાં શાસ્ત્રપુરાણ છેક ખોટા નથી જ એવો વિશ્વાસ કેળવે છે

પણ આ આગના તણખા કરતા પણ તાપીની રેલથી સુરતને વધુ સહન કરવુ પડ્યું છે આગનો સામનો કરવા શહેર સુધરાઈ બંબાખાતું, સેવાભાવી સજ્જનો, નળ, કૂવા, પોતાનો પૂરતો ફાળો આપે છે પણ જ્યારે તાપી પોતાની

માઝા મૂકે છે. અને પોતાની મર્યાદામાંથી એક ડગ પણ આગળ ન મૂકતી લજ્જાવતીનો સ્વાંગ છોડી એક ચંડીનું રૂપ ધારણ કરે છે ત્યારે તેને રોકવાનું કંઈ સાધન નથી. નદીના મૂળ આગળ ધોધમાર વરસાદ પડતાં થતી રેલની આગાહીની ખબર કેટલીક વાર તારથી ચોવીસ કલાક આગળથી સત્તાવાળાઓને મળી જાય છે. કાંઠા પરનાં ગામોને, સુધરાઈને, પૂરને ભારે ચેતવણીઓ મળી જાય છે છતાં જ્યારે રેલ પૂરપાટમાં આવે છે ત્યારે પાણી ઓસરવાનો આધાર માત્ર કદરત પરજ રાખવો પડે છે.

તાપીની પહેલી મોટામાં મોટી જાણીતી રેલ ૧૭૨૭માં આવેલી અને તેમાં અઢી લાખ રૂપીઆનું નુકસાન થયલું. ત્યાર પછી ૧૭૭૬, ૧૭૮૨, ૧૮૧૦, ૧૮૨૨, ૧૮૩૭, ૧૮૭૨, ૧૮૭૩, ૧૮૭૬, ૧૮૮૨, ૧૮૮૩, વગેરે વર્ષોમાં રેલ આવેલી.

સુરતની રેલની તવારીખમાં નોંધાયેલી હવે તો નાની મોટી રેલ એ સુરતનો સાધારણ કાર્યક્રમ થઈ પડયો છે.

પોતાના હૈયા પર બેટ ધારણ કરતી, મીઠું સ્મિત કરતી રોજની પ્રશાંત તાપી રેલ વખતે રૌદ્ર અને ભયાનક સ્વરૂપ ધારણ કરે છે. ખીજ્વાયલી હોય તેમ ધુધવાતી ખીજ્વાતી, ગુસ્સાનો ઘુઘવાટ કરતી આગળ ધપે છે. તેના મોં પરનાં સ્મિત ઊડી જઈ ને આવેશનાં ફીણ નીકળે છે. જે આવ્યું તેને—માટીને, માણસને, ઝાડને, જાનવરને, વહાણને પોતાના ઝપાટા પર લઈને તાણી જાય છે. દુનિયા જળ અને સ્થળ એ બેની બનેલી માત્ર માયા હોય અને દુનિયા જળની બનેલી હોય અને જળમાં જ સમાયલી હોય તેમ જણાય છે. કુદરતને વશ કરવાનો, જળ સ્થળનાં અંતર કાપવાનો અને જગતમાં મહાબુદ્ધિવાન સત્વ ગણાવાનો દાવો કરતો મનુષ્ય ઘડી ભર અસહાય બની પોતાની અલ્પતા અનુભવે છે.

સૌમ્ય તાપી દર વર્ષે આમ રૌદ્ર સ્વરૂપ કેમ ધારણ કરતી હશે ? પોતાના કાંઠા પર પોતાની છાયા તળે છીવતાં માનવોને દર વર્ષે કેમ કનડતી હશે? જે શહેરમાં

સાંજ સવાર તેના દર્શન કરનાર, તેની પૂજા કરનાર, તેને દધ ચઢાવનાર, તેના ભકતો અને પૂજકો છે તે શહેરને અને તેની આગપાસના ગામને કેમ કનડતી હશે?

તેનો ખરો જવાબ તો તાપી જ આપી શકે પણ પ્રત્યેક સુરતી પોતાના હૃદયને પૂછે તો તેના જુદા જુદા જવાબ મળે. એક સનાતન સ્ત્રી સ્વભાવના દર્શન કરનાર કોઈ તત્ત્વચિંતકને લાગશે કે તાપી મહાન તોયે આખરે એક સ્ત્રી છે. વૈભવશાળી, સમૃદ્ધિશાળી પતિને પરણ્યા પછી પણ પિયેરમાંથી બહારવાની એક સ્ત્રી સ્વભાવની નિર્બળતા છે. તાપી સાતપુડામાંથી નીકળી સમૃદ્ધિશાળી રત્નાકરને મળે છે છતાંયે દર વર્ષે પિયેરમાંથી પાછી ફરે છે ત્યારે પિયેરથી સરસામાન બહારી લાવે છે વૈભવ મળતાં સામાન્ય માનવ મત્ત બને છે તેમ આ પિયેરના વૈભવ સાથે પાછી ફરતી તાપી ઉગ્ર બને છે. અને જ્યારે તમામ સામગ્રી પોતાના ઘરમા લઈ જઈ પતિને સ્વાધીન કરે છે ત્યારે જ શાંત બને છે હુ તો જ્યારે જ્યારે તાપીના આ ચંડી સ્વરૂપનાં દર્શન કરુ છું ત્યારે મારા વર્ષો જૂના સ્મૃતિપટ પર અંકિત થયલા શ્રીમતીના રૌદ્રસ્વરૂપનાં દર્શનો મૂર્તિમંત થાય છે

અને સાંજ સવાર દર્શન કરનાર, સ્તુતિ કરનાર, દૂધ ચઢાવનારની ઉપલકીયા ભકિતની આરપાર પણ તાપી જોઈ શકે છે. તેનાં કાંઠા પરના કંઈક દૂધ-વાળાઓ સવારે તેનાજ પાણીથી પોતાની તામડીનાં દૂધ વધુ સમૃદ્ધ બનાવે છે આ તામડીવાળાઓ અને તેના ગ્રામવાસીઓ રેલમાં પોતાના ગામમા ગોધાય છે. તેમના મકાન, ઝૂંપડાં, જાનવર રેલમાં ઘસડાય છે ત્યારે તાપી મનમા વિચાર કરે છે કે ખુદ મારે કાંઠે આવી કરેલા પાપકર્મનો બદલો મેળવે છે. સાંજે સવારે દૂધની લોટીઓ તાપીમા રેડાય છે ત્યારે તાપી કહે છે કે દૂધમાં રેડવા પાણી લઈ ગયા તે હવે દધ સ્વરૂપમાં પાછુ આવે છે અને દર્શન કરનારા, સ્તુતિ કરનારા, દધ ચઢાવનારાઓ પૈકીના પુણ્ય પલ્લાની સામેના પલ્લામાં તેમના ભેળ-વેલા શીંગદાણાનું તેલ, ઓછાં તોળેલાં શાકભાજી ને કરિયાણા અને ઘીમાં કરેલો વેજીટેબલનો ભેળસેળ છે તે તાપીથી અજાણ નથી.

જે માનવી આખું વર્ષ તાપીનું ઉદર ખૂંદે, તેના જળમાં રમતા નિર્દોષ માછલા-ઓને જાળમાં પકડે, નૌકાવિહાર કરે અને કોકવાર પણ આવું રૌદ્રસ્વરૂપ બતાવી માનવીને તેની પામરતા અને અલ્પતાનો સ્વાદ ન અનુભવાવે તો માનવી પોતાને કુદરતનો વિજેતા અને પરિપૂર્ણતાએ પહોંચેલો સમજે. સુરતના આગ અને રેલ સુરતની આફતો હશે પણ જો આ આફતો સુરતીઓને Selfintrospect અંતરાવલોકન કરતાં શીખવે તો એ આફતોએ પણ કંઇ સત્કાર્ય કરેલું લેખાશે.

આગ અને રેલ સુરતના જીવનને એક નવો વ્યવસાય અર્પે છે. પાણી ચઢવા માંડ્યાં કે પ્રત્યેક સુરતી સવાલ કરે કે કેટલું ચઢ્યું? ચઢવા માંડે ને અટકી જાય તે કોઇને ગમતું નથી. પાણી ચઢતું જાય તેમ તેમ વાતાવરણમાં ઉશ્કેરાટ વધતો જાય છે. સ્ત્રી અને પુરુષ, બાળક અને વૃદ્ધ વરસાદ પડતો હોય તો છત્રી હાથમાં લઇને નાના છોકરાને કેડે વળગાડીને રેલ જોવા ઉપડે છે. જ્યાં સુધી રેલ ભયાનક હદે પહોંચી નથી ત્યાં સુધી કોઈને ચિંતા નથી, વિહ્‌વળતા નથી. પણ રેલ એક દશ્ય છે, વ્યવસાય છે. સીંગ ચણાવાળા અને દાળસેવવાળા પણ ખરા છે કારણ કે રેલ જોનારા છોરાં નદીમાં નાખી રેલને પૂર આપવા બનતું કરે છે. જાણે કંઇ ઉત્સવ નદી કાંઠે ઉજવાતો હોય તેમ લોકોનાં ટોળેટોળાં રેલ જોવા જાય છે. અને પાછાં ફરે છે. જોખમની જગાએ હોપ પૂલ ઉપર અને મક્કઈ પૂલ આગળ લોકોને ધસતા અટકાવવા પોલીસનો બંદોબસ્ત કરવો પડે છે. રેલના અભ્યાસીઓ રેલનો ઇતિહાસ યાદ કરી કયા કયા વરસમાં કેટલી કેટલી ઊંચાઇએ પાણી ચઢેલું તે યાદ કરે છે.

હોપ પૂલ ઉપરથી તેમજ મક્કઈ પૂલ ઉપરથી વાહન વ્યવહાર બંધ થઇ જાય છે. આવા બનાવોમાં એક મહાન ગુણ છે તે માનવીઓના સમીકરણનો. મોટર-માંથી પગ પણ બહાર ન મુકનાર વૈભવશાળીઓને મક્કઈ પૂલ આગળથી ઊતરી પગે ચાલતા કોર્ટે જતા જોવા એ મનુષ્યના જીવનનો ઓર લહાવો છે. મોટરમાં બેસી બેસીને તેમના પગ તદ્દન જૂઠા થઇ ગયા નથી. અને ચાલવાની શકિત હજી ધરાવે છે એ જોઇને તેમના શુભચિંતકને ખરેખર હર્ષ થાય છે.

જ્યાં સુધી પાણી ભયજનક હદે ન ચઢયાં હોય ત્યાં સુધી તો વાતાવરણ હળવું રહે છે. નિશાળના મધ્યભાગમાંથી રસ્તો બંધ થઇ જાય તે પહેલાં છોકરાઓને

ઘેર જવાને છૂટી મળી જાય છે. પાણી ભરાઇ જવાની બીતિએ કોર્ટ બંધ થઇ જાય છે. ત્યારે વકીલો પણ વહેલા છૂટી ઘેર જતા નિશાળીઆઓની મનોવૃત્તિ ભોગવે છે. પણ પાણી પુષ્કળ વધી જાય છે અને સાથે સાથે મુશળધાર વરસાદ શરૂ થાય ત્યારે જુદા ભાવોનો સંચાર થાય છે શ્રીનાથજી અને બીજા દેવો જે ઘડી ભર રેલનાં દૃશ્ય નિહાળવામાં સ્મૃતિમાંથી ખસી ગયા હોય છે તેમને યાદ કરવાની અને તેમની મનાઇ ચઢતાં પાણી પર મેળવવાની જરૂર જણાય છે. ઇંદ્રને તેના વાદળાં વિખેરવા વિનંતિ કરવી યોગ્ય જણાય છે. અને ખુદ તાપી માતાની જે જે ભૂલચૂક થઇ હોય તે માટે ગાલ પર થપાટ મારીને તેની માફી માગી હવે થંભી જવાની પ્રાર્થના કરવાનો તપકડો આવી પહોંચેલો જણાય છે.



શ્રીનાથજી વગેરે દેવોની અને તાપીમાતાના દયાળુપણાની અને ઔદાર્યની એટલી કદર તો કરવી જ જોઇએ કે હાલ કેટલાક વર્ષોથી તો એ વિનંતિ તેમણે માન્ય રાખી તાપીને શહેરમાં ઉભરાવા દીધી નથી.

અને સુરતના દેહને ચૂસનાર ત્રીજું તત્ત્વ છે લૂંટ. સને ૧૬૬૪ની સાલમાં શિવાજી મહારાજે હિંદસ્તાનના બલ્કે એશિયાના તાલેવંત બંદર અને મુગલાઇના નાક સમાન સુરતને પાંચ દિવસ સુધી પેટ ભરીને લૂંટ્યું શિવાજી સુરતમાંથી લૂટ કરી એક કરોડની રકમ લઇ ગયા ઇ.સ. ૧૬૭૦માં શિવાજીએ સુરતને બીજી વાર ત્રણ દિવસ સુધી લૂંટ્યું અને ૬૬ લાખ રૂપીયાનો માલ લેતા ગયા. આ બે લૂંટથી સુરતના બંદરના વેપારનો સદંતર નાશ થયો. શિવાજીએ તે વડે પોતાના કોટ કિલ્લા બાંધ્યા અને નૌકાબળ તૈયાર કર્યું.

આ તો સુરતની બે પદ્ધતિસરની લૂટ તરીકેની લૂંટ થઈ. ઇંસ્ટ ઇન્ડીઆ કંપનીની કોઠી પણ સુરતમા પહેલી નાખવામા આવેલી. તે વખતે સુરત સોનાની મુરત હતી કાળ ક્રમે સુરત રડતી સુરત થઈ.

સુરતનું બંદર લુંટાયું, સુરતનું ધન લુટાયુ, પણ લૂટનાર પાસે શુ રહ્યું હશે યા તો કાળક્રમે શુ રહેશે? બધુ લુંટાયું પણ ન લુંટાયુ સુરતનું એક મોજીલુ હૈયું એ છે ત્યા સુધી લુંટાયલુ સુરત લુંટાયલુ નથી. એ ગયું તો સુરતમાં કઈ રહેવાનું નથી.

---

## [૩] શું જોશો ?

એમ તો તમને એવુંજ જોવાનુ મળવાનું. સુરતની અમલદારી મુલાકાતે આવશો તો તમને અંગ્રેજ લોકનું કબ્રસ્તાન બતાવવામા આવશે. ત્યાર બાદ કુંપની સરકારે વેપાર કરવાને કારણે સ્થાપેલી કોઠી જેમાંથી મહાન સામ્રાજ્ય અને મહાન પરાધીનતા સ્થપાયાં તે બતાવવામાં આવશે. તે ઉપરાત યુરોપીઅન જીમખાના, સુરતનો કિલ્લો, રકતપિત્તીઆશ્રમ, અશકતાશ્રમ, લેડી ડફરીન હોસ્પીટલ, એવુ કેટલુંક જોઈને ઉચ્ચ અને ઉદાર ભાવનાવાળા કેટલાક મહાનુભાવોને મળીને લાઈન્સના રસ્તા પર ત્રણ ચાર ફેરા મારીને સુરત તમે બરાબર જોયુ છે એમ સમજી તમે સુરતથી વિદાય થશો.

હું તમને એવું કંઈ પણ બતાવવા, જોવડાવવા કે સંભળાવવા માંગતો નથી. મારે તો તમને જ્યાં સુરતનું હૃદય ધબકતું હોય, જે સુરતી હોય, લાક્ષણિક હોય તે જ બતાવવુ છે. હું તો આ પાઠને કાંઠીશ તમને બહાર મારી સાથે ઝાળી લઈને. તમે પૂછશો નોકર શાક નથી લાવતો? રવાદારી કરે છે? મહેરબાની કરીને અર્થશાસ્ત્રીના સિદ્ધાંતો સુરતને ન લગાડશો, નહિ તો ભુલાવામા પડશો. અમને કેટલાક ડાહ્યા માણસો કહે છે કે ચાર દુકાને ફરી રોકડેથી માલ લેવામાં જ લાભ છે. પણ અમે એવું કરતાજ નથી. અમારૂં એક સૂત્ર છે. હિસાબ દિવાળીએ. અમારો કણીઓ, અમારો ગાંધી, અમારો ઘી-તેલવાળો અમને દિવાળી સુધી ધીરે જ જાય છે. અમે નથી ભાવ કરતા કે નથી જોખતા. અમારી તકરાર તો માલ ખરાબ આવે ત્યારે જ પડે છે. દિવાળીએ જે આંકડા આવે તેમાંથી બેપાંચ રૂપીઆ કાપી, તે ન બને તો ઉપલા આના પાઈ ઉડાવી, તે પણ ન બને તો પાઈઓ ફગાવી દઈ, વેપારીને અમે છેતર્યો છે એમ સમજી અને "સા . બાર મહિને પૈસા લઈ ગયો તેમાં શું કમાઈ ગયો" એમ મનને પ્રશ્ન પૂછી સંતોષ માનીએ છીએ. શાક લેવા અમે કરકસર ખાતર નહિ પણ શોખ ખાતર જઈએ છીએ.

લ્યો, ચૌટાબજારમાં આવી પહોંચ્યા. હવે માત્ર આંખ ખુલ્લી રાખવાની નથી; કાન પણ ખુલ્લા રાખવાના છે. શું સાંભળ્યું 'બે આને શેર લહેરી, તારા લવેંગીયાં લઇ જાવ." શું મરચાંનો અમને બહુ ખપ છે એમ પૂછો છો? અલ્યા ભાઇ મરચાં નથી એ તો ભીંડાની પ્રશસ્તિ છે. શું કલ્પના છે? ઝીણાં કુમળાં લીલાછમ જેવા ભીંડા. એ ભીંડા નથી પણ લવેંગીયાં મરચાં છે. અને લવેંગીયાં જ હોવા જોઇએ ને? નહિ તો સમારે કોણ? જાણો છો ને એને કોણ સમારવાનું છે તે? પૂછો નહાનાલાલ ભાઇને "હરિણી સમ ચંચળ-વાન નાજુક ને નમણી ફૂલની કળી સમ સુકુમાર સુરતની રમણી." લ્યો આ પેલો અંગ્રેજી બે ચોપડી ભણેલો મગન શું બોલે છે? તે સાંભળો. "આ છૂટી પડી ગઇ. લેડીઝની ટચલી આંગળીઓ છૂટી પડી ગઇ." શું ભયંકર કલ્પના! જો આંગળીઓ આમ છૂટી પડીને ખવાઇ જાય તો ઠુંઠી સ્ત્રીઓ સાથે જ સંસાર ચલાવવો પડશે. સાંભળો પેલો જીવણ શુ લલકારે છે તે: "દોઢ આને શેર મલાઇ જેવી લઇ જાઓ." શું અમારા શાક બજારમાં મલાઇ વેચાય છે એમ તમે આશ્ચર્ય પામ્યા? અરે ભાઇ, અહીં મલાઇ નથી વેચાતી. એ તો દૂધી છે દૂધી. ખ્યાલ આવે છે એની સફેદાઇનો, એના ગભરૂ જેવા કોમળ અને ચીકાશવાળા ગમલનો? સુરતી શાક લેવા નીકળ્યો તે મલાઇ જેવી દૂધી ન લાવે તો ખાસડાં પડે; "આવું લાકડું કયાંથી ઉપાડી લાવ્યા?" અને વળી મલાઇને તો કંઇ મલાઇ કહેવાય છે? અમારો છબીલ ભાટીઓ મલાઇ આપતાં કહે છે, "શું જુઓ છો શેઠ, ચાંદીનો કટકો છે." ખ્યાલ આવે છે એ સુરતની ઘટ શુભ્ર જ્યોત્સ્ના સમી વિમળ મલાઇનો? પણ પેલો છગન તો બીજું જ કહે છે: "આ માખણ લઇ જાઓ માખણ." એ પણ દૂધી જ વેચે છે. એની દૂધીમાં મલાઇના પોપડા નથી. કેવળ માખણ છે. કેમ તમે ગભરાઇ ગયા? ઝવેરી-બજારવાળા શોભાગચંદ શેઠને તમે પડી ગયલા ધાર્યા? ચૌટાના બજારમાં સડક પર અદુકડા બેસીને શું કરે છે એમ પૂછો છો? ગભરાશો નહિ. એમને કંઇ થયું નથી તેમ જ એમનું કંઇ ગયું નથી. એ તો લહેરી છે. લવેંગીયાં વીણે છે. એ હરહંમેશ ઉતરતા ટોપલાના સારામાં સારા ભીંડા વીણી લેવા હાજર જ હોય છે. કાછીઆ પાસે એક ટોપલી માગી લેશે અને વીસ મીનીટ થોભી બશેર ભીંડા વીણી કાઢશે. એક જાડો નહિ, એક વાસી નહિ, એક બીયાવાળો નહિ.

હું વીણવા બેસું છું તેમાં તમને શરમ લાગે છે? અરે યાર શરમ કેવી? શરમ લાગતી હોય તો ઊભા રહો, હું ટીંડિળાં વીણી લઉં.

આ કલ્પના એકલા ચૌટાબજારમાં નથી. "હાથ દાઝે, મ્હોં દાઝે" ની ત્રાડ મારતા કોઈ માણસને અગ્નિમાં બળતો કે મદદની વ્યથાથી પીડાતો સમજી તેને સાંત્વન આપવા જશો તો માલમ પડશે કે સળગના કોલસા ભરેલી માટલીની હૂંફથી ઊની થતી શીંગ વેચતાં વેચતાં તેના હાથ દાઝે છે અને શીંગ ખાનારાનું મ્હોં દાઝે છે. કેટલેક પરિતાપ અને અગ્નિ પણ પ્રિય હોય છેને! એ પ્રિય પરિતાપમાંથી પસાર થવું એ પણ લ્હાવો છે. ગરમાગરમ શીંગ એમ જ દઝાડે છે. ઘડીમાં તમે સાંભળશો "પૂના લુંટાય છે પૂના લુંટાય છે." અને મહારાષ્ટ્રનું પાટનગર આમ છડેચોક ગુજરાતની રસિક નગરીમાં લુંટાતું સાંભળી તમે આશ્ચર્યથી થંભી જશો. પણ એમા તાજુબી શું પામો છો? સુરતને લૂંટવાની શરૂઆત તો શિવાજી મહારાજના વખતથી થઈ છે. તો જરા ખોટુંખોટું પૂનાને તો લૂંટવા દો. ગભરાશો નહિ એ તો પૂનાના કપુરવેલી પાન રેંકડીમાં વેચાય છે. અગરબત્તી ,સુરતમાં મ્હૈમૂરની જ વેચાય છે. પાન પૂનાના કે ચેવલી વેચાય છે. પાપડી કતારગામ અને રવૈયાં ભાઠાનાં જ વેચાય છે. કેરી અમલસાડની, કતારગામની, સુરતના પાસેનાં ગામોની અને ઉજ્જનથી વેચાવા આવે છે..... પણ જવા દોને તેની વાત. કલ્પનામાં કાંઇ ઊતરે તેમ નથી. વેડની જમરૂખવાળી પણ જાણે છે. તે જમરૂખ વેચે છે તે મીઠાશમાં માત્ર જમરૂખ નથી પણ કોપરાં જેવાં છે. અહીં કલ્પનાયે છે, હાસ્ય પણ છે, કાવ્ય પણ છે. હવે સમજાય છે કે રમણભાઇ, જ્યોતીન્દ્ર, જાગીરદાર, ધનસુખલાલ, નર્મદ, ચંદ્રવદન એમણે ક્યાં પાણી પીધાં છે?

ખુલ્લી હવામાં જવું છે? ચલો ખુલ્લી હવામાં. અમે આને રાણીનો બાગ કહીએ છીએ. ભલે એનું નામ વિક્ટોરીઆ ગાર્ડન હોય. અમને તો રાણી શબ્દ પર જ ઘણો મોહ છે. કોઇના પર હેત વર્ષાવવું હોય ત્યારે અમે એ શબ્દથી સંબોધીએ છીએ. રાણીના પ્રિય થવું એ કંઇ ઓછું સદ્‌ભાગ્ય છે? રાણીને સાળો હોય એ તદ્દન અસંભવિત વાત છે. છતાં સદ્‌ભાવથી પ્રેરાઈને કોઇ ભપકાદાર એંટુદાસ અને દમામ કરનાર માણસને અમે એ બીરૂદ આપીએ છીએ.

પહેલાં આ બાગમાં એકલ દોકલ નિરાંતે બાંકડા પર સૂઈ રહેતા. પુરુષ વર્ગે તેનો લાભ પહેલો ઉઠાવ્યો. સ્ત્રીઓ એકલાં ફરતાં યા ફરવા આવીને એકલી બેસતાં ખંચાતી. અસહકારનો યુગ આવ્યો અને સ્ત્રીને પોતાની શકિતનું ભાન થયું. સુરતની સ્ત્રી શકિતના પગ વધુ છૂટા થયા. બાગમાં લાલિત્ય અને સૌંદર્ય દેખા દેવા માંડ્યું. ધીમે ધીમે એક મોરચો ઊભો થયો. કેટલાક એને કુંજગલી કહેતા છેવટે સુધરાઈએ પણ તેમનો હક્ક સ્વીકારી તેમને એક અલાયદું સ્થાન બાગમાં કરી આપ્યું. બાગના મધ્ય ભાગમાં આવેલા વર્તુલમાં બેસી અમે દાળ, સેવ, આઈસ્ક્રીમ અને મોટા થયા પછી વારંવાર શીંગચણા ખાધાનું યાદ છે. કેટલીક જ્યાફતો પણ બાગમાં ગોઠવાતી અને ભૂસાનાં પડીકાં પણ ત્યાં છૂટતા. સુધરાઈને હવા ખાવાનું સ્થળ ખાદ્યભવન થાય તે ન ગમ્યું અને ફેરીઆઓને બહાર કાઢ્યા. પણ બહાર જઈને અંદર લઈ આવનારને કોણ અટકાવી શકે?

બાગની સામે લોખંડના સળીઆના કંપાઉન્ડવાળું શું છે? એ તો સીવીલ હોસ્પીટલ. સીવીલ એટલે સભ્યતાવાળી. ખાસ તો નોંધવા જેવું છે એનું ઘડિયાળ. એની માનવતા ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. એની દરદી પ્રત્યેની હમદર્દી ધ્યાન ખેંચે તેવી છે. હોસ્પીટલના દરદીઓ પ્રત્યેની હમદર્દીને લઈને તે પોતે માંદી અવરનવર પડી જાય છે. સરકારી હોસ્પીટલની ઘડિયાળની પણ આવી હમદર્દી જોઈને દિલ આનંદમાં ગરક થઈ જાય છે. કેટલીક વાર તે તદ્દન માંદી નથી પડી જતી ત્યારે સહાનુભૂતિ અર્પવા દિવસમાં પાંચેક મિનિટ રોકાતી હોવાથી તે પાંચેક મિનિટ પાછળ પડી જાય છે. ભલે સાજા માણસોની શ્રદ્ધા તેના પર કોઈ વાર કમી થતી હોય પણ એટલું તો એ પ્રશંસાપાત્ર છે કે હોસ્પીટલના ઘડિયાળ તરીકેનો પોતાનો આત્મા તેણે બહારના માનની ભૂખમાં હણ્યો નથી. આ જ તેને માટે માનની લાગણી પેદા કરે છે. તે જ્યારે તદ્દન માંદી પડે છે અને તેના કાંટા રજા પર જઈ વિશ્રાંતિ અનુભવે છે ત્યારે તેને માટે વધુ માન ઉપજે છે. મને એમ સંતોષ થાય છે કે ચોવીસ કલાકમાં પણ કોઈવાર ખરો ટાઈમ બતાવતી નથી એવો આક્ષેપ હવે તેના પર મૂકી શકાય તેમ નથી. કારણ કે તેવે વખતે

ચોવીસ કલાકમાં તો તે ખરો, તદ્દન ખરો, પજે અને વિપજે ખરો સમય બતાવે છે એમ એના વેરીથી પણ કહી શકાય તેમ નથી.

ચલો, તમે તો સાજા છોને? ત્યારે હવે હોસ્પીટલની અંદર જવાનું માંડી વાળો. એમાં બહુ ઊંડે જવાની જરૂર નથી. આમ આવો. ટકા પર ગંદુ લાગે છે. ગંદા બટાકાની ગુણ પડી છે. પેલા વહાણમાં માછી ન્હાય છે. કંઈક વાસ આવે છે. ભલે આવે. એની ભૂતકાળની ભવ્યતા માટે પણ એને નિરખો. એણે ભવ્ય આંદોલનો જોયાં છે. એ આંદોલનોના ધનનનાટ અનુભવ્યા છે. દેશભક્તોની ગર્જના એણે ઝીલી છે. માલવીયાજીનું ચાંદીની ઘંટડી સમું મધુર અને મોહક વક્તવ્ય એણે ઝીલ્યું છે. જવાહર અને વલ્લભભાઈએ એને ગજવ્યો છે. બીજા દેશભક્તોએ એને પાવન કર્યો છે. મોટા વટવાળા પણ પલાંઠી મારી કલાકનાં તપ કરી એની માટી પર બેસી ગયા છે. મારા મિત્ર ઈશ્વરલાલ દેસાઈ તેમના બુલંદ સ્વરે દેશગીત ઝીલાવતા તે આજેય યાદ આવે છે. કેટલાક સાધારણ રીતે દીલે ખાદી ન લગાડનારાઓ ટકા પર જેટલું ખાદી ધરીને ફર્યા હશે તેટલું બીજે કંઈ ફર્યા નહિ હોય. માત્ર જાણીના વક્તાઓની નહિ પણ પ્રથમ માંચડા પર ચડેલાની જીભમાં પણ તેણે સરસ્વતી બેસાડી છે.

આ કિલ્લાનું મેદાન. લો, આજે તો શનિવાર છે એટલે હાટ પણ ભરાયો છે. જૂની વસ્તુઓ અહીં ઘણી વાર સારી મળી જાય છે, એટલું જ નહિ પણ કેટલાક વખત વિયોગનું કામ અહીં થમે છે અને રોમાંચક પુનર્મિલનના પ્રસંગો બને છે. મારી નવી છત્રી મારી રજા અને સંમતિ વગર મારાથી છૂટી પડેલી તેનો સંયોગ તેની પલટાયલી સ્થિતિમાં મને અહીં થયેલો. મારો સાયકલનો પંપ સાયકલમાં હતો અને મારો નાનો છોકરો 'દોસ્ત રમતો હતો તેને જરા હવા પૂરીને લાવું.' એમ કહીને એક મહાશય ગયલા. અને પછી પાછો મૂકી જવાનો ભૂલ ગયલા તેનો ભેટો પણ મને અહીં થયેલો. ચંપુભાઈ નાટક ચૂકે, સીનેમા ચૂકે, સ્મશાન જવાનું પણ છોડી દે પણ શનિવારનો હાટ કદી ચૂકતા નથી. કોઈ કોઈ વાર એવી સારી વસ્તુ અને એવી સસ્તી લઈ આવે છે કે તમે દાંત કરડો.

પહેલાં આ બાગમાં એકલ દોકલ નિરાંતે બાંકડા પર સૂઈ રહેતા. પુરુષ વર્ગે તેનો લાભ પહેલો ઉઠાવ્યો. સ્ત્રીઓ એકલાં ફરતાં યા ફરવા આવીને એકઠી બેસતાં ખંચાતી. અસહકારનો યુગ આવ્યો અને સ્ત્રીને પોતાની શકિતનું ભાન થયું. સુરતની સ્ત્રી શકિતના પગ વધુ છૂટા થયા. બાગમાં લાલિત્ય અને સૌંદર્ય દેખા દેવા માંડયું. ધીમે ધીમે એક મોરચો ઊભો થયો. કેટલાક એને કુંજગલી કહેતા. છેવટે સુધરાઈએ પણ તેમનો હક્ક સ્વીકારી તેમને એક અલાયદું સ્થાન બાગમાં કરી આપ્યું. બાગના મધ્ય ભાગમાં આવેલા વર્તુલમાં બેસી અમે દાળ, સેવ, આઈસ્ક્રીમ અને મોટા થયા પછી વારંવાર ઘીંગચણા ખાધાનું યાદ છે. કેટલીક જ્યાફતો પણ બાગમાં ગોઠવાતી અને ભૂસાનાં પડીકાં પણ ત્યાં છૂટતાં. સુધરાઈને હવા ખાવાનું સ્થળ ખાદ્યભવન થાય તે ન ગમ્યું અને ફેરીઆઓને બહાર કાઢયા. પણ બહાર જઈને અંદર લઈ આવનારને કોણ અટકાવી શકે?

બાગની સામે લોખંડના સળીઆના કંપાઉન્ડવાળું શું છે? એ તો સીવીલ હોસ્પીટલ. સીવીલ એટલે સભ્યતાવાળી. ખાસ તો નોંધવા જેવું છે એનું ઘડિયાળ. એની માનવતા ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. એની દરદી પ્રત્યેની હમદર્દી ધ્યાન ખેંચે તેવી છે. હોસ્પીટલના દરદીઓ પ્રત્યેની હમદર્દીને લઈને તે પોતે માંદી અવરનવર પડી જાય છે. સરકારી હોસ્પીટલની ઘડિયાળની પણ આવી હમદર્દી જોઈને દિલ આનંદમાં ગરક થઈ જાય છે. કેટલીક વાર તે તદ્દન માંદી નથી પડી જતી ત્યારે સહાનુભૂતિ અર્પવા દિવસમાં પાંચેક મિનિટ રોકાતી હોવાથી તે પાંચેક મિનિટ પાછળ પડી જાય છે. ભલે સાજા માણસોની શ્રદ્ધા તેના પર કોઈ વાર કમી થતી હોય પણ એટલું તો એ પ્રશંસાપાત્ર છે કે હોસ્પીટલના ઘડિયાળ તરીકેનો પોતાનો આત્મા તેણે બહારના માનની ભૂખમાં હણ્યો નથી. આ જ તેને માટે માનની લાગણી પેદા કરે છે. તે જ્યારે તદ્દન માંદી પડે છે અને તેના કાંટા રજા પર જઈ વિશ્રાંતિ અનુભવે છે ત્યારે તેને માટે વધુ માન ઉપજે છે. મને એમ સંતોષ થાય છે કે ચોવીસ કલાકમાં પણ કોઈવાર ખરો ટાઈમ બતાવતી નથી એવો આક્ષેપ હવે તેના પર મૂકી શકાય તેમ નથી. કારણ કે તેરે વખતે

ચોવીસ કલાકમાં તો તે ખરો, તદ્દન ખરો, પગે અને વિપગે ખરો સમય બતાવે છે એમ એના વેરીથી પણ કહી શકાય તેમ નથી.

ચલો, તમે તો સાજા છોને? ત્યારે હવે હોસ્પીટલની અંદર જવાનું માંડી વાળો. એમાં બહુ ઊંડા જવાની જરૂર નથી. આમ આવો. ડકકા પર ગંદુ લાગે છે. ગંદા બટાકાની ગુણ પડી છે. પેલા વહાણમાં માછી નહાય છે. કંઈક વાસ આવે છે. ભલે આવે. એની ભૂતકાળની ભવ્યતા માટે પણ એને નિરખો. એણે ભવ્ય આંદોલનો જોયાં છે. એ આંદોલનોનો થનગનાટ અનુભવ્યો છે. દેશભકતોની ગર્જના એણે ઝીલી છે. માલવીયાજીનું ચાંદીની ઘંટડી સમું મધુર અને મોહક વકતવ્ય એણે ઝીલ્યું છે. જવાહર અને વલ્લભભાઈએ એને ગજવ્યો છે. બીજા દેશભકતોએ એને પાવન કર્યો છે. મોટા વટવાળા પણ પલાંઠી મારી કલાકનાં તપ કરી એની માટી પર બેસી ગયા છે. મારા મિત્ર ઈશ્વરલાલ દેસાઈ તેમના બુલંદ સ્વરે દેશગીત ઝીલાવતા તે આજેય યાદ આવે છે. કેટલાક સાધારણ રીતે દીલે ખાદી ન લગાડનારાઓ ડકા પર જેટલું ખાદી ધરીને ફર્યા હશે તેટલું બીજે કંઈ ફર્યા નહિ હોય. માત્ર જાણીતા વકતાઓની નહિ પણ પ્રથમ માંચડા પર ચડેલાની જીભમાં પણ તેણે સરસ્વતી બેસાડી છે.

આ કિલ્લાનું મેદાન. લો, આજ તો શનિવાર છે એટલે હાટ પણ ભરાયો છે. જૂની વસ્તુઓ અહીં ઘણી વાર સારી મળી જાય છે, એટલું જ નહિ પણ કેટલાક વખત વિયોગનું કામ અહીં શમે છે અને રોમાંચક પુનર્મિલનના પ્રસંગો બને છે. મારી નવી છત્રી મારી રજા અને સમતિ વગર મારાથી છૂટી પડેલી તેનો સંયોગ તેની પલટાયલી સ્થિતિમાં મને અહીં થયેલો. મારો સાયકલનો પંપ સાયકલમાં હતો અને મારો નાનો છોકરો 'દોસ્ત રમતો હતો તેને જરા હવા પૂરીને લાવું.' એમ કહીને એક મહાશય ગયલા. અને પછી પાછો મૂકી જવાનો ભૂલ ગયલા તેનો ભેટો પણ મને અહીં થયેલો. ચંપુભાઈ નાટક ચૂકે, સીનેમા ચૂકે, સ્મશાન જવાનું પણ છોડી દે પણ શનિવારનો હાટ કદી ચૂકતા નથી. કોઈ કોઈ વાર એવી સારી વસ્તુ અને એવી સસ્તી લઈ આવે છે કે તમે દાંત કરડો.

સામું દેખાય છેને? એ તો કિલ્લો સુરતની ચારે તરફ ફરતો હતો. મધ્ય યુગના બાદશાહો પણ પોતાના સમયના સાધન અને આવડત પ્રમાણે રાજ્યને સુરક્ષિત રાખતા હતા. સુરતની કિલ્લેબંધી તે કાળના હલ્લાને પહોંચી વળવા તે કાળનાં સાધનો અને આવડતને ધોરણે થઇ હતી. જુઓને, તોપ ગોઠવવાની પણ સગવડ છે. રામરાજ્યમાં તો જનતાને ન મળે જરૂર હથિયારની, શસ્ત્ર તાલીમની કે કિલ્લેબંધીની. કિલ્લો છે પ્રતીક અમલદારીનો, રાજ્ય શકિતનો. કલેકટર સાહેબની ઓફિસ એમાં છે. એમની હાથ નીચેના નાના મોટા ઓફિસરોની ઓફિસ અહીંઆં છે. શહેર અને તાલુકાના ગુન્હાની નશીઅત અહીં થાય છે. દર મહિનાની બીજી તારીખની વાટ જોતા અને પેન્શન લાવવું તેને નિવૃત્તિ કાળની ખાસ પ્રવૃત્તિ ગણતા પેન્શનરો દર માસે એક વાર તેમનાં પુનિત પગલાં અહીં લાવે છે. નિસાસા ભરેલે હૈયે મિલકત મૂકનારા કે વેચનારા દસ્તાવેજ રજીસ્ટર કરાવવા અહીં આવે છે. મિલકત લેવાની મગરૂરીથી ફૂલતી છાતીએ ખરીદનાર વેચાણ દસ્તાવેજ નોંધાવવા અહીં આવે છે. પોતાના બાંધવોને મત્ત કરવાનો પરવાનો મેળવવા પણ લોકો અહીં આવતા. સારા ને ખરાબ, કજીયો કરાવનારા અને સુલેહ કરાવનારા,' નિર્દોષ ને અપરાધી સીનેમાવાળા, નાટકવાળા અને છાપાવાળા અને કંઇ કંઇ પ્રકારના માણસો એક યા બીજા પ્રસંગે એની મુલાકાત લે છે. ચલો બહાર નીકળીએ. ઘેટાનાં ટોળાં ? એ તો વેચાવા આવ્યાં છે. બાગમાં તમને એવું જ લાગ્યું, મુંબાઇની ચોપાટી પર લાગે છે તેવું ? તો ચલો અહીંની ચોપાટી પર.

રસ્તામાં મક્કઇ પૂલ તો જોઇ લ્યો. અહીં મક્કઇ નથી પણ તાપીમાં રેલ આવી હોય તે દૃશ્ય જોવા અહીં આવજો. ઊભા રહેવાની પણ જગા નહિ મળે. રેલ એ સુરતના નિત્યક્રમમાં એક વિશિષ્ટતા છે. તે ચઢવા માંડે ત્યારથી ઊતરી જાય ત્યાં સુધી કોઇ મહોત્સવ હોય તેમ લોકોનાં ટોળાં મક્કઇ પૂલ પર તેમજ હોપ પૂલ પર રેલ જોવા નીકળે છે. નાનાં અને મોટાં, વૃદ્ધ અને જુવાન સ્ત્રી પુરૂષ અને છોકરાં એ સર્વને રેલ જોવા જવું એ અગત્યનો કાર્યક્રમ છે. રેલ આવે છે, ઊતરી જાય છે, ફરી બીજે વર્ષે આવે છે ને ઊતરી જાય છે છતાં દર વર્ષની રેલમાંયે જાણે કંઇ નવીનતા ભરી હોય તેમ ધસારો તેટલો ને

તેટલો જ રહે છે. સહેજ ચઢીને ઊતરી જાય તે રેલ નહિ. જો રેલ ચઢવા માંડે ને પૂરી ચઢયા વિના ઊતરી જાય તો ઘણાં નિરાશ થાય છે. અને આ વખતની રેલ કંઈ બરાબર નહિ ....ની સાલમાં તો બધું જળજળાકાર થઈ ગયેલું એવો નિસાસો નાખે છે. પાણી ચઢતાં જાય છે તેમ તેમ ટોળાં વધતાં જાય છે. અને રેલ અદ્‌ભુતતા અને રોમાચનો વિષય બને છે. એમ ખબર આવે, વીસ ઝાડ તણાઈ ગયાં, રાંદેરના રસ્તા પર એક એકકો તણાઈ ગયો, રાંદેરનો રસ્તો બંધ થઈ ગયો, ડક્કા ઓવારાનાં પગથિયાં ડૂબી ગયાં ત્યારે સુરતીઓને એમ લાગે છે કે રેલ આવી ખરી ને હવે તો ઊતરે તો સારું

સમય જતો જાય છે તેમ એકાંત અને વિશ્રંભતા પર આ ક્રમણ અને ચઢાઈ થતી જાય છે. અમે રાણીના બાગમાં ફરવા જતા તે જમાનામાં ભાગ્યે જ અમારા વિશ્રંભ અને શાંતિનો ભંગ કરનાર નીકળતું. બાગ ભરચક થવા માંડતાં એકલતા શોધનારા "રીવરવ્યુ" અને ચોપાટી તરફ વળ્યા. ત્યારે યે એકલાની પૂઠે પડયો ગાડી અને મોટરનો ઠાઠ. ચોપાટી ફરવાની જગા મટીને ગાડી કે મોટરમાં જઈ ગાડીમાં અને મોટરમાં બેસી રહેવાની ફેશન થતી ગઈ. વધારામાં કૉલેજની હોસ્ટેલમાં વધતી જતી વસતીને લઈને પટિયાંવાળા, પાયજામો પહેરેલા અગર તો હાથમાં પાટલીનો છેડો લઈ ફરતા ઉઘાડા કૉલરનાં નટવરનાં શીવેલાં ખમીસ પહેરીને ફરતા, સીનેમાના ગાયનનો ગણગણાટ કરતા, માતૃભાષાને અંગ્રેજીનો ખાસ સંપર્ક કરાવી કરાવી તેને ઉન્નત કરવા મથતા કૉલેજીયનોથી ચોપાટી વિભૂષિત રહે છે.

પણ જેને એકલતા સાધવી જ છે તે તો હરગીઝ સાધશે. એકલતા સાધનારા આગળ ચાલ્યા. કયાં, તે જેવું હોય તો ચાલો આગળ. વધુ રમણીય, વધુ એકાંત, વધુ રોમાંચક સ્થળે ઘેલાની ઉપાધિવાળા ઈષ્ટદેવનો આશરો પામેલા ઘેલું કરે તેવા સ્થળે. એનુ નામ રામનાથ ઘેલા. મોટર અને ગાડીવાળાઓની અભિસારિકા અહીં આવે છે. લોકનાં ટોળાં ગીરદી અને કકળાટથી કંટાળેલા શાંતિ અને એકાંત અનુભવવા અહીંઆં આવે છે. રમ્ય નદીકાંઠે, શીતળ ઓટલો, સાન્નિધ્યમાં રહેલા ભોળાનાથ, વિશ્રંભભરી એકલતા અને સાનુકૂળ વાતાવરણથી રામનાથ ઘેલા એક રમ્ય વિશ્રંભસ્થાન બન્યું છે. એની રમ્યતા,

શાંતિ, શીતળતા અને એકાંતને પાસે રહેલું સ્મશાન ફિલમૂફીથી સ્પર્શે છે.
તેવું પેલે છેડે છે કંતારેશ્વર. આ રસ્તે કેમ લાવ્યો એમ પૂછો છો. કેમ તમારે સુરતનું હૃદય ધડકાવતાં બધાં જ સ્થાનો જોવાં હતાં ને? શું થઇ ગયું? કંતારેશ્વરના દર્શન કરશો કે આજન્મ કૃતકૃત્ય, મધ્યાહ્નને નજર દોષમાંથી મુકત થશો અને પાછાં આવતાં શું, એમ પૂછો છો?' સાંજે શ્રી કાશી વિશ્વનાથનાં દર્શન બાલાજીરોડ પર કરી લેજો એટલે સાથેન્હે સમજન્મોનાં પાપ ધોવાઇ જશે.

ચાલો, હવે સીનેમા જોવો છે? આઠ છબિઘર સુરતમાં છે. ચિત્રપટના એવા કેટલાક રસીઆ છે કે ચાર આનામાં ચિત્રપટ જોવું પણ રોજ ને રોજ જોવું એવો જાણે તેમણે નિશ્ચય કર્યો છે. આવા રસિકોની સગવડ માટે આઠ છબિ-ઘરો સુરતમાં રાખવામાં આવ્યાં છે. દરેકની જુદી જુદી વિશિષ્ટતા છે. કોઇ અંગ્રેજી ચિત્રપટ બતાવે તો કોઇ દેશી જ બતાવે. કોઇમાં પોલાદી મુક્કો, ઘોડાની દોડાદોડ, મારામારી ને ધમાધમી જ જોવામાં આવે તો કોઇમાં આવી ગયલાં પ્રખ્યાત ચિત્રપટો ફરી જોવાનાં મળે. છતાં એમ હોય તો સાત વાર અને આઠ સીનેમા કેમ એમ પૂછો છો ? ભલા માણસ સાત દહાડા પણ આપણે એને સતવાડિયું નથી કહેતા, અઠવાડિયું કહીએ છીએ ને? અને ભૂલચૂકને માટે કંઇ બારી તો જોઇએને ?

ચલો આવ્યા છો તો હવે સ્ટેશન પર. હોઠ તો બળશે પણ આવા બટા-કાનાં વડાં ને રતાળુનાં ભજીયાં કોઇ જગાએ નહિ મળે. હોઠ બળી ગયા તો નાખો ઘારીનો કટકો મોંમાં.

સુરતની જૂની કલા જરી ઉદ્યોગ, એવું જોવાનું તમારે બાકી રહી ગયું. કાલે રહો તો બતાવું. રહેવું નથી. જવું જ છે? સુરતમાં રાત નથી કાઢવી? તો પધારો. આવતી વખતે સુરત પધારો ત્યારે અશકતાશ્રમ, કૉલેજ, જરીનું કારખાનું વગેરે જોઇ જજો.

# [૪] આષાઢી ડંગલ

શીર્ષક ઉપરથી કદાચ તમને વિચાર આવશે કે સુરતમાં અષાઢ મહિનામાં કુસ્તંબાજીઓ થતી હશે. એ શારીરિક કુસ્તંબાજી સુરતનું કામ નહિ એક અર્થમાં એને કુસ્તંબાજી કહી શકાય પણ તે મલ્લોની નહિ પણ એક્કાબળદની, ઘોડાઆડીની.

આ ચપલગમના મોટરના જમાનામાં એ લગભગ નષ્ટપ્રાય થયલા ડંગલની કલ્પના કરવી મુશ્કેલ થઈ પડશે. મોટર તો લડાઈ પછી આવી અને હમણાં હમણાં વધી ગઈ. આગળના જમાનામાં વિદ્યુતનો મુખ્ય વ્યાપાર સુરતના વાહનની ગતિમાં નહિ પણ હરિણાક્ષીઓની આંખમાં હતો. મોટરની આગળનો જમાનો ઘોડાગાડીનો અને તેની આગળનો એક્કાબળદનો હતો.

એ એક્કાબળદનો સુરતનો જમાનો અદ્‌ભુત હતો. એક નાનું દમણિયું અને ગેણિયો બળદ હોય તોપણ તમે બાદશાહ અગર કહોને કે સુરતના નવાબ. હાલની બેબી ઓસ્ટીન કરતાં વધારે આનંદ અને ઓછી ઉપાધિ. લાયસન્સ કઢાવવાનું નહિ. વાહન ટેક્સ આપવાનો નહિ. અને મોટે ભાગે તબેલાની પણ ચિંતા નહિ. કુટુંબના સભ્ય સમો એ બળદ વાડામાં અથવા વર્ષના રૂ. ૧૦૦)ના ખર્ચમાં ગાડી બળદ રાખી શકાતાં. બળદ તો ઘરના પાછલા ભાગમાં બંધાતો ખાસ હાંક્નારની જરૂર પડતી નહિ. વાહન અને હાંકવાનો શોખ મોટરના જમાનામાં વધ્યો હશે પણ જાતે હાંકવાનો Self-driving શોખ સુરતને પહેલેથી જ હતો લગામ બીજાના હાથમાં સોંપવા કરતા પોતાના હાથમાં રાખવી ગમતી કારણ કે હાંકવું એ એક માત્ર એ બહાને ગતિ આપવા માટે ન હતું. પણ આનંદનો પ્રકાર હતો. છોકરા નાનપણથી બેલ હાંકવાનું શીખતાં. શેઠની વ્યકિતગત શુશ્રૂષાનો લાભ બળદ અને ઘોડાને મળતો. જે લાડ અને પ્રેમથી માતાઓ પોતાનાં બાળકોને નવડાવે છે અને સજાવે છે તે જ લાડ અને મમતાથી માલિક ઘોડા–બળદને નવડાવતો, ઘોડાને માલિસ કરતો અને તહેવારને દિવસે અને ખાસ કરીને દશેરાને દિવસે સજાવતો. દશેરાને દિવસે

ગલગોટાના હારથી અલંકૃત ન થઈ હોય એવી ઘોડાબળદની એક ભાગ્યે મુશ્કેલ હતી

શરૂઆતમાં તો તમામ વ્યવહાર એક્કાબળદથી થતો. બળદ માત્ર ભાર-વહનનું જ નહિ પણ અમનચમનનું સાધન હતું. એ જમાનો હતો કે જ્યારે વકીલો કોર્ટમાં બળદના એક્કામાં બેસીને જતા. મેં પોતે તો કોઈ વકીલને એક્કામાં બેસી કચેરીએ જતા જોયાનુ ધ્યાન નથી કારણ કે મને તે વખતે વકીલ કે વકીલાતની કંઈ પડી ન હતી. પણ વકીલ તરીકે કામ કરવાની શરૂઆત કર્યા પછી વૃદ્ધ વકીલોને મોઢે સાભળ્યું છે કે અમે બળદના એક્કામાં કોર્ટે આવતા આજે શ્રી. નટવરલાલ ઝવેરીને બળદના એક્કામાં બેસાડી કોર્ટે લાવવાનો કોઈ પ્રબંધ કરે તો એકાવન રૂપીઆ ટીકીટના ખર્ચીને પણ એ દૃશ્ય જોવાનું મન થાય. ત્યાર બાદ ઘોડાગાડીના જમાનામાં વકીલો ઘોડાગાડીમાં કોર્ટે આવતા અને કેટલાક ગાડી જાતે હાંકતા. કહે છે કે શ્રી. કાવસજી બર-જોરજી વકીલ ચાર ઘોડાની ફેટીન બાદશાહી ઢબે જાતે હાંકીને કોર્ટે આવતા તે એક જોવા જેવુ દૃશ્ય હતું.

ડંગલની શરૂઆત શી રીતે થઈ હશે? ડંગલ કંઈ હંમેશ કરેલાં થતાં નથી. કેટલાંક થઈ જાય છે અને કેટલાંક કરવા ધારેલાં થતાં નથી. પણ **कोऽपि हेतुः** થી બને છે. સુરતથી દસ અગિયાર માઈલ દૂર ડૂમસ અને ભીમપોર આવેલાં છે. હિંદસ્તાનની વિવિધ જગાઓ દાવો કરે કે પાંડવો અહીં આવીને રહેલા તો પછી ભીમનું નામ સાચવી રહેલુ ભીમપોર એમ દાવો કરે કે પાંડવો અહીં આવેલા તો કંઈ અયુક્ત નથી. એ ભીમપોરના હનુમાનનો મોટો મહિમા છે. ભક્તોએ એમને સબોધીને ભજનો રચ્યાં છે. એ ભીમપોરીઆ હનુમાનનાં દર્શન કરવા સુરતીઓ શનિવારે ભીમપોર જતા.

અષાઢ મહિનામાં બળદ ને ઘોડા હાંકતાં હાંકતાં ભીમપોરીઆ હનુમાનનાં દર્શન કરવાનું પુણ્ય કાર્ય થતું હોય તો તેમાં અનેરી મોજ એટલે અષાઢી શનિવારે ભીમપોર દર્શન કરવા જવું એ તો બેલગાડી અને ઘોડાગાડીવાળાનું કર્તવ્ય અને મોજ.

તમે પૂછશો કે તેમાં ડંગલ કયાં આવ્યું? એ ડંગલ એમાંજ આવ્યું એનું મૂળ છે સ્પર્ધામાં. એક કાર્ય કરતી વ્યકિતઓની સરસાઇની ભાવનામાં માત્ર એક સ્થાઇ ક્રિયા કર્યા કરવાને બદલે તેને વિકસાવી તેમાં વિવિધતા લાવી તેમાથી આનંદ લૂંટવાની વૃત્તિમાં. સ્પર્ધા, સરસાઇ અને હરીફાઇમાં દ્વેષ અને ઇર્ષ્યાનાં તત્ત્વ ન આવે તો તેમાં આનંદ છે, તેમાંથી વિકાસ છે જો 'હું કરં હુ કરું એ જ અજ્ઞાનતા' નો મંત્ર બધા જ આચરતા થઇ જાય તો અષાઢના ડંગલ, પતગના પેચ, ગરબાની અને સાથિયાની હરીફાઇઓ અને લગ્ન પ્રસંગની મીયાં અને રઝાકની સરસાઇનું શુ થાય? રઝાક અને મીયાં બે સુરતના પ્રખ્યાત બેંડવાળા હતા અને તેમનામા અત્યંત સ્પર્ધા હતી. એ બનેના બેંડ સાંભળવા કરતાં પણ દરેકને લાલસા એમ થતી કે એ બેંડવાળા બે વરઘોડા સામસામી કયારે થઇ જાય કે તેમની સરસાઇ જેવાની મઝા આવે. પછી જોઇ લો એમની કારીગરીને. જો નારાયણ જ પેચ કાપે અને નારાયણનો જ પેચ કપાય તો પેચની મઝા શી? અને જો નારાયણનો ઘોડો જ હારે અને નારાયણનો ઘોડો જીતે તો હારજીતની લહેજત શી?

તેજ બળદ અને રવાલદાર ઘોડા લાઇન્સની બહાર નીકળે એટલે થનગનવા માંડે. તેમાં નાથુભાઇનો ગેણિયો અને મંઘુભાઇનો ટિલડીવાળો સાથે થઇ જાય તો ડગલને માથે શિંગડા ઊગે! ડંગલ કરવાની દરેક વખત જાહેર ખબર ઓછી જ કરવી પડે છે? ગેણિયો અને ટિલડીવાળો કંઇ ઘાંચીની ઘાણીના બળદ છે કે એને આરો ઘોચવા જ કરવી પડે? એ તો પોતે જ એક બીજાની સ્પર્ધાથી દોડે. અને તેમ ન કરતાં હોય તોયે નાથુભાઇ મંઘુભાઇને કયાં આગળ નીકળવા દે તેવા છે અને મઘુભાઇ પણ કયાં હોડમાંથી પાછા ખસે તેવા છે? એ તો વગર બોલ્યે લાગી એમ સમજી લેવાનું અને રસ્તો યે કયા નાનો-

સુનો છે. લાઇન્સના છેડાથી ખાસ્સો આઠ નવ માઇલનો શરતનો વિસ્તાર છે અને ગવીયર સુધીની તો વાત જ શી કરવી? ગોલિયા કે ટિલડીવાળામા જો જરા મોળાશ આવી કે નાથુભાઇ અને મંધુભાઇનો હાથ પૂંછડા પર જાય અને બ્રહ્માસ્ત્રની જરૂર પડે તો પરોણી છે જ. પણ આખો પ્રાણ તે વખતે શરતમાં બીડી એમ ને એમ રહી જાય. અને ફૂલની કળી સમ સુકુમારની સ્મૃતિ પણ થોડી વાર અદ્રશ્ય થઇ જાય. જીવન કેન્દ્રિત થઇ જાય શરતમા.

આષાઢી શનિવારની શરતોની શરૂઆત આમ થઇ હશે પણ પછી તો ધીમે ધીમે તેની રીતસરની પ્રણાલિકાઓ થઇ ગઇ. જેનાં જાનવરો એકકે દિવસે બાવીસ પચ્ચીસ માઇલની મુસાફરી કરી શકે તેમ ન હોય તે શુક્રવારે સાંજે ત્રણ, ચાર વાગે સુરતથી નીકળી જાય, સાંજે ભીમપોર ભેગા થઇ કોઇ ખારવાને ઘેર કે ઓળખીતા બંગલામાં પડાવ નાખે. જેમનાં જાનવરો સારાબાધાવાળા, તેજ ને સરસાઇમાં ઊતરી શકે તેવાં હોય તે શનિવારે સવારે પાંચથી છ સાડા છના અરસામાં સુરતથી નીકળી જાય. લાઇન્સનો છેડો આવતાં જેના એક્કા કે ગાડી સાથે થઇ ગયા તેની વચ્ચે સ્વાભાવિક હરીફાઇ. સામાન્ય રીતે આખે રસ્તે હરીફાઇ ચાલ્યા જ કરે. છેવટે ડૂમસની ચોપાટી તરફ જવાના રસ્તા પર ગેલા પહેલાની શરઆતથી સ્લોપ—સ્લેંટીંગ—છેરટની હરીફાઇ થતી અને તે ચોપાટી સુધી થતી. પહેલા બંગલાથી ચોપાટી સુધીના રસ્તા પર બંને બાજુએ આગલા દિવસની રાતના ગયલા આવીને જોવા ઉભા રહેતા તેમ જ જેઓ સવારના વહેલા ગયલા હોય તે ગાડીઓ છોડીને ઊભા રહેતા. જેનાં સરસાઇ કરી શકે એવાં જાનવર હોય તે ચોપાટી પરથી પહેલા ગેલા પર આવીને ઊભા રહેતા અને પોતાના હરીફની ગાડી આવી પહોંચતાં

વચ્ચે શોભે. મુડદાલને મારવાની થી મઝા? આગલા જમાનામાં ગાડીબળદ અને ઘોડાગાડીવાળાઓને ફરવાનુ સ્થાન સુરતના સ્ટેશનનું મેદાન હતું. દરરોજ ચારસો પાંચસો ગાડીઓ ત્યાં ભેગી થતી. ત્યાં હરીફને એનો હરીફ મળી રહેતો ત્યા પ્રયોજિત ડંગલની યોજના પણ થઇ જતી.

આ ડંગલ અને સરસાઇઓમાં રાંદેરના મોટા હિસ્સાનો નિર્દેશ કરવો ઘટે. રાંદેરના સાહસિકોનો મોટો ભાગ આફ્રીકા અને બ્રહ્મદેશથી કમાઇ લાવે અને રાંદેર આવીને અમન ચમન કરે. કેટલાક તો ગર્વથી કહેતા કે અમારા ઘોડા રાદેરથી ઉપડે તે સુરત સ્ટેશન જ આવીને ઊભા રહે અને સ્ટેશનથી ઉપડે તે રાદેર જ અટકે. ઈર્ષા આવે એવા ઘોડાને પૂરપાટ દોડાવતા કોઇ રાંદેરીની ગાડી મોટી સડક પરથી જતી જેણે જોઇ હોય તેને નૈષધનાથે બાહુક સ્વરૂપે અડીયલ બુઢ્ઢા ઘોડાના કાનમાં અશ્વમંત્ર મૂકી તેને ભીમકપુરી તરફ કેમ દોડાવ્યો હશે તેનો કંઇ આછો ખ્યાલ આવે. આમ અટક્યા વગર પ્રતિદિન છ માઇલ દોડનાર રાંદેરીના ઘોડા સાથે ડંગલ કરવું સારા ઘોડાવાળા સુરતવાસીને પણ આકરું થઇ પડતું. અને ડંગલ વખતે એમની સરસાઇ જોવા ચોપાટી પર લોકો ચાતકની પેઠે વાટ જોતા

ડંગલ પણ ડંગલ હતું. ડંગલ માટે કુસ્તીબાજ દિવસોથી તૈયારી કરે તેમ આ ડંગલના હરીફો પણ કરતા. એક માસ આગળથી બળદને મેથી, તેલ, ગોળ, વગેરેના લાડવા ખવડાવવાના શરુ થતા. ઘોડાઓને મસાલાનાં તપેલાંઓ બનાવી ખવડાવી એક માસ આગળથી તૈયાર કરવામાં આવતા. ગાડીઓ પણ કાળજીપૂર્વક બની જતી કે સુધરતી. ખાસ હરીફાઇમાં ઊતરનારા જાનવરને ખેંચવામાં સુગમ પડે તેથી કમાનવાળી ગાડીઓ નહિ પણ કમાન વગરની ઢીંગલીવાળી ગાડીઓ રાખતા. આથી જાનવરને ગાડી ખેંચવામા સુગમતા થતી કમાનવાળી ગાડીનો આચકો ઘોડા પર પડે તે ઢીંગલી વાળી ગાડીમાં પડતો નહિ. વળી ભાર ઓછો કરવા ડંગલની ગાડી છત્રી વગરની રાખતા.

આ ડંગલમાં એકલા અટુલા માણસો પોતાની ગાડીમાં બેસી હરીફાઇ કરતા હશે એમ રખે માનતા. ધનંજયને ઋષિકેશ મળ્યા તેમ હરીફોને પણ પોતાના

સમભાવી સોબતીઓ મળી રહેતા. પ્રત્યેક ગાડીમાં બે ત્રણ માણસો બેસતા. એક માણસના હાથમાં ઘોડાની રેન હોય, બીજાના હાથમાં ઘોડાના શરીરમાં વિદ્યુતસંચાર કરવા માટેની ચાબુક હોય અને ત્રીજાના હાથમાં યુદ્ધઘોષણા કરવાનું સાધન હોય. યુદ્ધનો નાદ, યુદ્ધની બેપરવાઈ, યુદ્ધના સાહસ ડંગલમાં ઊતરતાં. ભાગતી ગાડીમાંથી કોઈ માણસ ગાડીમાંથી ઉથલી પડે તો આત્મા અમર છે, તે ઘવાતો નથી કે હણાતો નથી એવો બોધ કોઈ હરીફને આપવાની જરૂર નહોતી પડતી. તેટલે અંશે એની અર્જુનથી ઊંચી કક્ષા હતી. પડનારને ઊંચકવા પણ ગાડી નહોતી રોકાતી. ગોળીએ વિંધાતા કે ઘાયલ થતા કોઈના લાડકવાયાને ઊંચકવા કંઈ યુદ્ધ ઓછું જ થંભે છે? ભાગાભાગીમાં ગાડી અથડાય, તૂટી જાય કે ઘોડા કે બળદ ઘાયલ થાય તેની કોઈને પરવા ન હતી. આખરે મનુષ્ય દેહ પણ નશ્વર હોય તો 'સહુ એવો તણે કાજે ન રોતાં પાર કંઈ આવે' કોઈ કોઈ વાર ડંગલમાં મારામારી અને ગાળાગાળી પણ થતી. હાથ પગ પણ ભાંગતા અને માથાં પણ ફૂટતાં, સ્વાભાવિક હતું. ઈશ્વરે જીભ આપી હતી એટલે ઉશ્કેરાટવાળી પરિસ્થિતિમાં તે સમયને અનુરૂપ ભાષા બોલાઈ જતી. અને જીભનો પ્રભાવ મોળો પડતાં તેમના સાથીઓના હાથ તેમની મદદે આવતા.

તમે માનતા હશો કે આઠ સાડા આઠ ડંગલ પૂરું થયું કે સહેલાણીઓ દર્શન કરી તુરત સુરત તરફ બળદ ઘોડા મારી મૂકતા હશે. રામરામ કરો. બીજીવાર ડંગલ કરવાનો કંઈ મનાઈહુકમ છે? અને ડંગલ વિના બીજી કંઈ પ્રવૃત્તિ ભીમપોરમાં નથી થતી એવું ઓછું જ છે? જો એમ સુરતીઓ પોતાને રસે ભીમપોરને રંગ્યા વિના નાસી જાય તો ભીમપોરને શો લાભ?

આ બધા જ ગાડીઓ વાળા આઠ સાડા આઠે ડંગલ પત્યા બાદ ભીમપોરના ખારવાઓ અને ખારવણોના મકાનના ઓટલા પર પોતપોતાની ટોળી સાથે મુકામ નાખતા. તેમની પાસે વાસણો વગેરે લઈ તેમના ઘરમાં રસોઈ કરતા. સુંદર સહકાર પદ્ધતિથી કાર્ય થતું. કોઈ નદીએ નહાવા જતું. કોઈ જાનવરને નવડાવી આવતું. કોઈ રસોઈ કરતું. ત્યારબાદ ભીમપોરીઆ

હરમાનનાં દર્શન થતાં અને ત્યાર બાદ સાદી હાથે બનાવેલી રસોઈમાં ગાયમાં દેવશંકરની ઘાગીના પરીકાં છૂટતાં ત્યારે રંગો વહીસ: નાં દર્શન થતાં છેવટે બે ત્રણ વાગે ઓટલાનું ભાડું તથા લીધેલી સર્વ વસ્તુના મૂલ્ય ચુકવી આપી સહેલાણીઓ પાછા જવાની શરૂઆત કરતા. પાછા આવતી વખતે ગવીયરથી સુરત તરફ આવતા રૂંઢનું ચક્કર આવે છે ત્યાં પણ સવારની ચોપાટી પર થયેલી રસાકસીનું પુનરાવર્તન થતું પણ તે ઉતરાણ પછીની વાસી ઉતરાણ જેવું, અષ્ટમી પછીની છઠીનોમ જેવું, હોળી પછીના ધૂળી પડવા જેવું. ત્યાર બાદ મહોલ્લામાં ભરાતા ડાયરામાં અને સ્ટેશન પર થતા ગાડીમેળામાં ભૂત ડંગલના ગુણદોષની ચર્ચા થતી અને ભાવિ ડંગલના ઘાટ ઘડાતા.

માનવીના આનંદમાં વિક્ષેપ કરવાનો કદરતનો સ્વભાવ છે. કુદરત કહેશે કે કુદરતની અવગણના કરી ઉત્સવો યોજી પાછળથી દોષારોપણ કરવાનો મનુષ્યનો સ્વભાવ છે ખેરી અષાઢ વર્ષાનો મહીનો અને શનિવારે ન વર્ષવું એવું કંઈ કુદરતે ખત લખી આપ્યું નથી. એટલે ડંગલને વખતે, ડંગલ માટે જવાને વખતે કે ડંગલમાંથી પાછા ફરવાને વખતે મેઘરાજ પોતે ડંગલ જમાવતા. સહેલાણીઓ તેની પણ અવગણના કરીને પોતાનું કામ આગળ ધપાવતા. પાણીનાં ખાબોચિયાં, ઉપરથી પડતો વરસાદ અને ઘોડા લપસવાની ધાસ્તી પણ ડંગલનો ઉત્સાહ કમી નહોતાં કરી શકતાં. પલળતા હરીફો ગાડી દોડાવતા અને ઉપરથી પડતા વરસાદના છાંટા અને ગાડીથી ઉડતા કાદવના છાંટાની પરવા કર્યા સિવાય સુરતીઓ ડંગલ જોવાની મોજ માણતા.

અર્વાચીન ભાડુતી બસમાં બેસી સુરતથી ડુમસ અડધા પોણા કલાકમાં જનાર માણસ એ ડંગલના ઘોડાગાડીના વેગનો ખ્યાલ નહિ કાઢી શકે. બ્રિટીશ ચેનલ ઓછામાં ઓછા સમયમાં તરી જવાના રેકર્ડ હોય છે. ઊડવાના અને ક્રિકેટના રેકોર્ડ નોંધાય છે. પણ ડંગલમાની પવનવેગી ઘોડાગાડીનો રેકોર્ડ કોઈએ નોંધ્યો નથી. પણ તેમાં ભાગ લેનાર એક ભાઈનો પત્ર છે કે અગિયાર મિનિટમાં સુરતથી ભીમપોરની ચોપાટીએ પહોચવાનો રેકર્ડ છે.

સુરતની બીજી કેટલીક સસ્થાઓની પેઠે આ ડગલની સંસ્થા પણ લગભગ નષ્ટ થયા જેવી છે પહેલા નવાબ સાહેબે ચોપાટી પર દોડાદોડી બધ કરાવી એટલે બંગલાની શરૂઆત થાય ત્યાં સુધી જ ડગલ ચાલવા માડ્યું લડાઈ દરમિયાન કેટલાક ગાડીવાળા મોટરવાળા થઈ ગયા આમ પદ્ધતિસરના ડગલ નષ્ટપ્રાય થઈ ગયા પણ લાઈન્સથી આગળ જતા સહેલાણીઓના કેટલીકવાર આપોઆપ ડગલ થઈ જાય છે

# [૫] શ્રી રામ !

પ્રત્યેક કલાકૃતિનાં પ્રારંભ અને અંત સુંદર અને આકર્ષક હોવાં જોઈએ એમ કેટલાક વિવેચકોનું માનવું છે નારણકાકાનું પણ એમ જ માનવું છે કે જેને જન્મે પેંડા ન વહેંચાય અને મૂએ ધારી દૂધપાક ન જમાય તેનું જન્મ્યું અને જીવ્યું વ્યર્થ છે. સુરતની વિશિષ્ટતાઓની આ લેખમાળાનો અંત કયા વિષયથી કરવો એના વિચારમા હું હતો ત્યાં બહારથી ટહેલ પડી "કિશોરભાઈ, ઓ કિશોરભાઈ, નવીકાકી ગુજરી ગયાં." મને થયું કે પ્રારંભ નામથી થયો છે તો અંત નાશથી જ થાય. જીવનનો એ ક્રમ છે અને ખાસ કરીને આ ક્ષેત્રમાં પણ સુરતની વિશિષ્ટતા ક્યાં ઓછી છે?

મરણ પર્યંત માણસને પ્રતિષ્ઠા સાચવવી પડે છે. જે મરણનો જીવન સાથે સુમેળ હોય તે જ મરણ ખરું મરેલામાં ગણી શકાય. વીરનું સમરાંગણ પર, નાવિકનું જલયાત્રામાં, પહેલવાનનું અખાડામાં કુસ્તી કરતાં, કવિનું કાવ્યસર્જનમાં અને ધંધા વગરનાનું બગાસુ ખાતાં ખાતાં મૃત્યુ થાય તો જ મૃત્યુ જીવન સાથે સુસંબદ્ધ અને યશસ્વી ગણાય. સુરતી પણ પોતાના મરણને અનુરૂપ મરી જાણે છે. કહે છે કે તેના મરણના કારણને સાધારણ રીતે ખાવા સાથે સંબંધ હોય છે. ખાવાને માટે જીવવાનું છે, જીવવાને માટે ખાવાનું નથી એ સૂત્રનું પાલન એ જીવનભર કરે છે અને જીવન બાદ પણ એ પાલન કરવાની ઈચ્છા સાથે દેહ છોડે છે. જે સિદ્ધાંત માટે જીવ્યા તે માટે તે મરી જાણે છે. મારા એક ઓળખીતાને રોજ એક પૈસાના મમરાસેવ ખાવાનું બંધારણ હતું. તેને લઈને તેને બંધકોશ થયો અને પેટ સખત થઈ ગયું. મમરાસેવ છોડી દેવાની સલાહ આપનાર પંદર વૈદ ડૉક્ટરોને તેમણે ત્યજી દીધા. છેવટે "પરવા નહિ મમરાસેવ તમે ખાયા કરો તો પણ હું તમને સારા કરીશ." એમ કહેનાર વૈદની બે વર્ષ દવા કરતાં કરતાં મમરાસેવ ખાતાં ખાતાં જ તેઓ ગુજરી ગયા.

વખતો વખત કસરત અને ફરવાનું મળે, પ્રસંગે પ્રસંગે છૂટ્ટી મળે અને કદરતનું સાંન્નિધ્ય ભોગવવાની પણ કોઈ કોઈ વખત તક મળે એવો પ્રબંધ સુરતમાં પ્રથમથી જ ઈરાદાપૂર્વક રાખવામાં આવ્યો છે. સુરતીઓ

ધારત તો સુરતના એકાદ ભાગમાં જ સ્મશાન ન કરી શકત એવુ ઓછુ છે? પણ સુરતનું સ્મશાન અશ્વિનીકુમારની પવિત્ર ભૂમિ પર શહેરથી માઈલોને અંતરે સકારણ રાખવામાં આવ્યું છે મહાભારતના યુદ્ધમાં દાનવીર કર્ણ અર્જુનના બાણે વીંધાયલા પડયા હતા ત્યારે તેમણે એવી અંતિમ ઇચ્છા પ્રગટ કરેલી કે તેમના દેહને કુંવારી ભૂમિ પર અગ્નિદાહ કરવામાં આવે. શ્રી કૃષ્ણ પરમાત્માએ કર્ણની આ અંતિમ ઇચ્છાને માન આપી અતીવ પવિત્ર ગણાતા ધામ એવા શ્રી અશ્વિનીકુમારની કુંવારી ધરતી પર તેમનો અગ્નિદાહ કરાવી કર્ણની અંતિમ ઇચ્છાને પૂરી કરી હતી. વળી શ્રી અશ્વિનીકુમાર જાતે દેવતાઓના વૈદરાજ હતા અને તેમણે ચ્યવન ઋષિને વૃદ્ધાવસ્થામાથી મુક્ત કરી નવીન દેહ પ્રાપ્ત કરાવ્યો હતો. હજીયે અશ્વિનીકુમાર ઘણા વૃદ્ધ શરીરને અગ્નિદાહ અર્પી આત્માને નવીન દેહ પ્રાપ્ત કરાવે છે.

વળી દાનવીર કર્ણને કઇ ચોક્કસ જગાએ અંતિમ સંસ્કાર અર્પ્યા હશે તે પણ અમે એક સીફતથી શોધી કાઢ્યું છે. અમે મુખ્ય મખ્ખીચૂસ તરીકે ઓળખાતા એક કંજુસને અશ્વિનીકુમાર પણ લઇ ગયેલા. અને દસ હજાર રૂપિયાની સખાવત કરાવવા તેમના સુસ્ત અને વ્રજ સમા હૃદયને હચમચાવવા માંડ્યું. પણ પોતાના માટે જોડાના પૈસા પણ ખરચવા ના પાડતા કાકા એમ સહેલાઈથી શેના હાથમાં આવે? ફરતાં ફરતાં એક સ્થળ પર એમનો પગ પડતાં જાણે એમને વિદ્યુત સમો આંચકો લાગ્યો, એમની આખમાં અમી ચડ્યું. એમણે દાન આપવા હા પાડી. અમે તુરત જ જાણી લીધું કે તે પ્રભાવ જે દાનવીર કર્ણની અગ્નિદાહ પામેલી પવિત્ર ભૂમિ પર તેમનો પગ હતો તે ભૂમિનો હતો. એની પવિત્રતા ઉપરાંત શહેરથી એનું અંતર એ પણ તીર્થ-રાજની મહત્તા છે. સ્મશાનયાત્રા કરવાની આવે એ સાધારણ દિનચર્યામાં એક અસાધારણ કાર્યક્રમ છે. સવારથી રાત સુધી ધંધામાં અટવાતા વેપારીના, દરદીમાં લીન થઇ જતા ડૉકટરના, ઘોડાગાડીમાં ફરતા શેઠીઆના જીવનમાં અશ્વિનીકુમારની સ્મશાનયાત્રા એ એક વિશિષ્ઠ કાર્યક્રમ છે ચાલવાથી ન ટેવાયેલ પગ તથા ઊંચકવાથી ન ટેવાયેલા ખભાને ભાર સાથે તેમનો સ્પર્શ કરવાનો વખત પણ આવે છે. એ એવો પ્રસંગ છે જ્યારે વકીલોને

કોર્ટમાંથી, કારીગર અને નોકરને કારખાનેથી અને શેઠની દુકાનેથી મને કે તમને રજા મળે છે. આ કસરતનો લાભ છોડી દેવા કોઇ તૈયાર ન થાય તે માટે કેટલાક પંચમાં સવારૂપીઆનો દંડ અને કેટલાક પંચમાં વહેવાર બંધ કરવા સુધીની વેતરણ રાખવામાં આવી છે. આ નિયમને લઇને આ કસરત અને કુદરતનું સાન્નિધ્ય સાધવાની તક સહેલાઇથી મળે છે. કેટલીક વાર ન પહોંચી શકાય તેવું રોકાણ કોર્ટમાં હોય અગર તો લાંબા વખતથી રજા ન આવી હોય ત્યારે ન્યાતના માંદામાજા ચાલતા નરસિંહકાકા તથા પોતાને તથા બીજાને ભાર રૂપ થઇ પડેલાં જમનાકાકી ગબડી જાય તો કેવી મઝા આવે એવો પાપભર્યો કુવિચાર મને આવેલો અને માંદામાંદા નરસિંહકાકા એમના દલપતને જરૂરી હશે એમ ધારી એ દુષ્ટ વિચાર બદલ પ્રાયશ્ચિત કરવા મેં દલપતની માફી માગી ત્યારે 'કંઇ નહિ એમ તો તારી ડોશી માટે પણ મને એક વાર એવો વિચાર આવેલો' એવું દલપતે કહેવાથી મારો ભાર હળવો થયલો.

આ લાંબી યાત્રામાં વિસામો આપવા અશ્વિનીકુમારના રસ્તા પર એક વિસામો રાખેલો છે. ત્યાં ઘડીભર ડાઘુઓ અને શબ બંને થાક ખાય છે. અમુક સ્ટેશને એન્જીન પાણી લે તેમ જ કોલસાની જરૂર પડે ત્યારે કોલસા લે છે તે મુજબ વિસામે ડાઘુઓ કોગળા કરી પાણી પી તથા સીગરેટ યા બીડીના ધુમાડા કાઢી અને પાનપટી ખાઇ તાજા થઇ જાય છે. વિસામે કોગળા શા માટે કરવા પડે તે કોઇ સમજાવતું નથી. પણ બધા જ કોગળા કરે છે અને થોડો વિસામો લઇ પાછી કૂચકદમ કરે છે. આ વિસામાથી કેટલીક શંકાઓનું સમાધાન થાય છે. નવા જમાનાના રંગથી શંકાશીલ બનેલા કેટલાક શખ્સો વરસી વખતે દિવા દેવાય છે ત્યારે શંકા કરે છે કે શું હજી એક વર્ષ થયા જીવ ઠેકાણે નથી પડયો કે એને માર્ગદર્શન માટે દિવા બતાવવાની જરૂર પડી? માણસના અવસાન પછી ટોલ્લા પર દૂધના દડીઆ મૂકવામાં આવે છે તે પ્રસંગે પણ આવો જ પ્રશ્ન ઉઠાવવામાં આવે છે. એ શંકાઓનો આ વિસામાથી જવાબ મળે છે અને તે એ કે સુરતથી દોઢ બે માઇલ સુધીમાં આ એક *વિસામો આવ્યો તેમ આખા જીવનના પર્યટનમાં વિસામા હોવા જોઇએ.* અને આમ વિસામો લેતા લેતા જીવને લઇ જવામાં આવે તો વર્ષ દિવસ

કોર્ટમાંથી, કારીગર અને નોકરને કારખાનેથી અને શેઠની દુકાનેથી મને કે તમને રજા મળે છે. આ કસરતનો લાભ છોડી દેવા કોઇ તૈયાર ન થાય તે માટે કેટલાક પંચમાં સવારૂપીઆનો દંડ અને કેટલાક પંચમાં વહેવાર બંધ કરવા સુધીની વેતરણ રાખવામાં આવી છે. આ નિયમને લઇને આ કસરત અને કુદરતનું સાન્નિધ્ય સાધવાની તક સહેલાઇથી મળે છે કેટલીક વાર ન પહોંચી શકાય તેવું રોકાણ કોર્ટમાં હોય અગર તો લાંબા વખતથી રજા ન આવી હોય ત્યારે ન્યાતના માંદામાજા ચાલતા નરસિંહકાકા તથા પોતાને તથા બીજાને ભાર રૂપ થઇ પડેલાં જમનાકાકી ગબડી જાય તો કેવી મઝા આવે એવો પાપભર્યો કુવિચાર મને આવેલો અને 'માંદામાંદા નરસિંહકાકા એમના દલપતને જરૂરી હશે એમ ધારી એ દુષ્ટ વિચાર બદલ પ્રાયશ્ચિત કરવા મેં દલપતની માફી માગી ત્યારે 'કંઇ નહિ એમ તો તારી ડોશી માટે પણ મને એક વાર એવો વિચાર આવેલો' એવું દલપને કહેવાથી મારો ભાર હળવો થયલો.

આ લાંબી યાત્રામાં વિસામો આપવા અશ્વિનીકુમારના રસ્તા પર એક વિસામો રાખેલો છે. ત્યાં ઘડીભર ડાઘુઓ અને શબ બંને થાક ખાય છે. અમુક સ્ટેશને એન્જીન પાણી લે તેમ જ કોલસાની જરૂર પડે ત્યારે કોલસા લે છે તે મુજબ વિસામે ડાઘુઓ કોગળા કરી પાણી પી તથા સીગરેટ યા બીડીના ધુમાડા કાઢી અને પાનપટી ખાંઇ તાજા થઇ જાય છે. વિસામે કોગળા શા માટે કરવા પડે તે કોઇ સમજાવતું નથી. પણ બધા જ કોગળા કરે છે અને થોડો વિસામો લઇ પાછી કૂચકદમ કરે છે. આ વિસામાથી કેટલીક શંકાઓનું સમાધાન થાય છે. નવા જમાનાના રંગથી શંકાશીલ બનેલા કેટલાક શખ્સો વરસી વખતે દિવા દેવાય છે ત્યારે શંકા કરે છે કે શું હજી એક વર્ષ થયા જીવ ઠેકાણે નથી પડ્યો કે એને માર્ગદર્શન માટે દિવા બતાવવાની જરૂર પડી? માણસના અવસાન પછી ટોલ્લા પર દૂધના દડીઆ મૂકવામાં આવે છે તે પ્રસંગે પણ આવો જ પ્રશ્ન ઉઠાવવામાં આવે છે. એ શંકાઓનો આ વિસામાથી જવાબ મળે છે અને તે એ કે સુરતથી દોઢ બે માઇલ સુધીમાં આ એક *વિસામો આવ્યો તેમ આખા જીવનના પર્યટનમાં વિસામા હોવા જોઇએ.* અને આમ વિસામો લેતા લેતા જીવને લઇ જવામાં આવે તો વર્ષ દિવસ

પહેલાં તેની યાત્રા પૂરી ન થાય અને દિવાની જરૂર માર્ગમાં પડે તે સ્વાભાવિક છે.

વિસામા ઉપરાંત પણ ડાઘુઓની સ્મશાનયાત્રાને હળવી કરવાને અને તેમનો જુસ્સો ટકાવી રાખવાને બીજી ગોઠવણ રાખવામાં આવી છે. ભાર ચઢાવતા મજૂરો જુસ્સો ટકાવવા 'હોઈસાં હોઈઆં' કરે છે, કોશ્રો કૂટનારી ગાય છે, યોદ્ધાઓ યુદ્ધમંત્ર ઉચ્ચારે છે અને રણગીત અને રણવાદ્યો જેમ ટકાવે છે તેમ ડાઘુઓ શ્રીરામના મંત્રથી પ્રોત્સાહન મેળવે છે. રામ શબ્દના મનો કાનો લબાવી રામમંત્ર ઉચ્ચારતા જુવાનીઆ દોડવા માંડે છે. એટલે એ લોકો સાથે આપણાથી નહિ દોડાય, એમ કહીને પાછળ પડવાનો અને વગર ભારે ધીમે ધીમે પાછળ રહી જવાનો મોટેરાને મોકો મળે છે. જ્ઞાતિ અને વર્ણ પ્રમાણે એ મંત્ર બદલાય છે. 'રામ બોલો ભાઈ રામ" નો મંત્ર કાને પડે તો સમજવાનું કે યમરાજનો પંજો કોઈ હલકી વર્ણ પર પડ્યો છે. આગલા શ્રી સાથે રામનો મ લંબાઈને મંત્ર ઉચ્ચારાય તો કોઈ વાણીઓ વિષ્ણુ-પુરીમાં વેપાર કરવા ગયો એમ જાણી લેવાય છે. અને હડકાયા કતરાની અદાથી રામ શબ્દ અડધો પડધો અને ઝડપભેર બોલાતો સંભળાય તો સંસ્કારી નાગર જ્ઞાતિમાંથી એક આત્મા કૈલાસ તરફ ફ્‌ંટીયર મેઈલની ગતિથી દોડી રહ્યો છે અને પાદર સુધી વળાવવા સ્નેહીઓ દોડે છે એવી પ્રતીતિ થાય છે. મને ધ્યાન છે ત્યાં સુધી મેં પ્રમોદને જ પૂછેલું કે, રામ રામ રટવાયાની પેઠે ખીજવાઈને તમે કેમ બોલો છો ત્યારે તેણે જવાબ આપેલો કે અમે સ્નાન કરીને શબ લઈ જતા હોઈએ તે વખતે સ્પર્શ કરી અમને કોઈ દુષિત ન કરે તે બાબતની એ ક્રોધભરી ચેતવણી છે.

સ્મશાનમાં પણ સુરતીના જીવન ઉપરની ફિલસૂફ તરીકેની દૃષ્ટિ સ્પષ્ટ દેખાય છે. મરનારના શબને અગ્નિ સંસ્કાર થતાંની સાથે સ્મશાનયાત્રાળુઓ સ્મશાનની પાસેની હોટલમાં જાય છે અને લાંબી યાત્રાનો શ્રમ ચાપાણીથી હળવો કરે છે. એટલું જ નહિ પણ મૃત્યુ પાકી ઉમરે થયું હોય તો ધારીમગજ અને ભૂસું પણ સાથે ઊડે છે. મૃતદેહ હજી પ્રજ્વળે છે તે સમયે **गतासूनगता-सूश्चनानुशोचंति पंडिताः** એ શ્રી ગીતાજીની ફિલસુફી સમજ્યા વિના અને

પચાવ્યા વિના કોણ તટસ્થતા, સમદર્શિતા જાળવી શકે? અને એમાં ખોટું પણ શું છે? ઘણીવાર મહાન પુરુષો અને વિભૂતીઓનાં મૃત્યુ થાય છે ત્યારે બોધ આપવામાં આવે છે, કે માત્ર આંસુ સારવાથી સહાનુભૂતિના સંદેશા મોકલવાથી કે મરનારની યાદગીરીમાં ઇમારત ઊભી કરવાથી સદ્‌ગતને અંજલિ નહિ આપી શકાય પણ ખરી અંજલિ તો ત્યારે જ અપાય જ્યારે સદ્‌ગતના પ્રિય જીવન-મંત્રો જીવનમાં ઉતારી શકાય. એમ જ હોય તો જેને ધારી મગજ અને ભૂસું વહાલાં હતાં તેના આત્માને બીજા તેમની પાછળ ધારી મગજ અને ભૂસુ ખાય તેના કરતાં વધુ શુ પ્રિય હોય? જો મરનાર વધુ જીવ્યા હોત અને આ વખતે મંધુકાકાને તેમણે બદલીમાં મોકલ્યા હોત તો તેઓ અત્યારે પોતે શું કરતા હોત? જેણે આ તટસ્થતા અને સમદર્શિતા કેળવી નથી એવા અશ્વિની-કુમારના પૂલ પરથી ચાલતી ટ્રેનના મુસાફરો સળગતી ચિતા જોઇને ઘડીભર થંભી જાય છે. સ્મશાન વૈરાગ તેમને ઘડીભર આવી જાય છે. મારે યે એક દિવસ આમ જવું છે એવી દહેશત લાગતી હોય તેમ મસ્ત યૌવનના ગાલના ગુલાબ ઘડીભર કરમાઇ જાય છે.

વળી હોટલના સારાયે વાતાવરણમાં ત્યાં ચાલતા વાર્તાલાપોમાં આ ફિલસૂફની મનોદ્રષ્ટિ સચવાય છે. આવી સ્મશાનયાત્રામાં એક મુખ્ય પાત્ર નાયક હોય છે, જેની આસપાસ તમામ વાર્તાલાપ કેન્દ્રિત થાય છે. એને ન બોલવું હોય તોપણ બોલવું. એનો મિત્ર, એનું કુટુંબ, એનાં કપડાં, એનાં બુટ, એનું સર્વ કંઇ વાર્તાલાપનો વિષય બની જાય છે. એને મોંમાં આંગળાં ઘાલી બોલાવવાથી વાર્તાલાપની વસ્તુનો વિકાસ ઉત્તરોત્તર થતો જાય છે. એ મહાનુભાવનું પૂરાણ પૂરું થાય તો સાહિત્ય, સમાજ, રાજકારણ, સંતતિનિયમન વગેરે બીજા રસપ્રદ વિષયો પર ચર્ચા થાય છે. એટલું જ નહિ પણ દ્રષ્ટિ વેધક બનતાં કંઇકનાં રહસ્યો, કંઇકનાં ચારિત્ર્યો, કંઇકનાં જીવનવ્યૂહો પરના પડદા ત્યાં ખસી જાય છે.

એટલામાં આવજોની બૂમ પડતાં આ ફિલસૂફો તમામ રસપ્રદ ચર્ચાને છોડી દઇને રણસંગ્રામનું આહ્‌વાન પામેલા યોદ્ધાઓમા ઊઠીને ઊભા થાય છે. અને બાલદી હાથમાં લઇને નદીના કાંઠાથી તે ચિતા સુધીની હાર બનાવી

તાપીનાં પુનિત જળથી દેહરજ ધોઈ નાખવાના કાર્યમાં પડે છે. તાપીનાં જળથી ભરાઈ એક હાથમાંથી બીજા હાથમાં જઈ વિના સળગની હની તે ભાગ પર ઢલવાઈ પાછી હાથોહાથ નદી તરફ ભરાવા બાલદી ચાલી જાય છે તે જોતાં જરૂર માનવાને કારણ મળે છે કે સહકારી ચળવળને સ્થાપક કોઈના દાધુ તરીકે અશ્વિનીકુમાર આવ્યો હોય ને વખતે સહકારનો મંત્ર તે અશ્વિની-કુમારને કાંઠે જ શીખ્યો હોવો જોઈએ.

સમય વધુ સગવડનો, વધુ ઝડપનો, વધુ એશઆરામનો, વધુ સુંવાળા-પણાનો થતો જાય છે અને જૂની સંસ્થાઓની વિધિપ્દતા ઓછી થતી જાય છે. સ્મશાનમાં પાણી ગરમ કરવાની ભઠ્ઠીઓ થઈ અને ઠંડા પાણીએ ન્હાવાનું બંધ થયું. સ્મશાનથી પાછા ફરવા માટે હાડકાં મજબૂત કરતી ગાઉની મુસાફરી ગઈ અને તેનું સ્થાન બસોએ લીધું. અપલીલાં કપડાં પહેરીને પાછા આવવાને બદલે જ્ઞાતિઓ તરફથી ટુવાલ, ધોતિયાં ને બંડીઓ પહેરી લાવવા મળે તેવી ગોઠવણ થઈ. સ્મશાન આવ્યા તો પણ દેદાર તો ઠેકાણે રાખવા જ જોઈએ તે માટે કાંસકા અને આરસા મળે તેવી ગોઠવણ થઈ. સુધારાને કારણે યા તો બીજાને ત્યાં વાપરેલી ખાંધાઈને પરિણામે દાધુઓ ભેગા ન થાય ત્યારે શબ મૂકીને લઈ જવા સ્મશાનરથ—ઠેલણગાડીઓ થઈ. ટૂંકમાં જીવનની એક કસરત સમી યોજેલી અશ્વિનીકુમારની સ્મશાનયાત્રાને બને તેટલી સહેલી, સગવડવાળી અને સુંવાળી કરવાને બને તેટલું થયું.

આજ મુજબ મરણને બીજે દિવસે દિલાસો આપવાની ઊઠમણાની રીતમાં પણ કેટલોક સુધારો થયો છે. એક માણસ દિવસો ને દિવસો મરનારને યાદ કરી દઃખી થયા કરે તેનાં કરતાં એક દિવસ તેને મરનારની સામટી યાદ આપી બને તેટલો સતાવી પથ્થરના હૃદયનો બનાવવો એ સિદ્ધાંત પર ઊઠમણાની વિધિ રચાઈ હતી. કુદકો મારવાને પહેલાં થોડું પાછળ જવું પડે, રોગ અટકાવવા રસી મુકાવવી પડે તેમ માણસની ચિંતાનો ભાર હલકો કરવા એને પ્રથમ મરનારની યાદી ભરી ભરીને વ્યાકૂળ કરવો પડે. એટલે મરનારનો તદ્દન નજીકનો અંગત સગો રૂદનથી લાલ થયલી આંખે અને દુઃખ અને શોકથી ભરેલે હૃદયે પાટ પર બેઠો હોય અને એક પછી એક ઓળખીતાઓ, સગાઓ, મિત્રો આવતા

જાય, શું થયું હતું, કેટલા દિવસ માંદા રહ્યા, માંદગી વધી ઘટી હતી કે એક સરખી એકધારી ચાલી, મરણ વખતે કોણ કોણ સગાં આવી પહોંચેલાં, કોણ નહિ આવી પહોંચેલાં, તે શું કારણે નહિ આવેલાં, રોગ ક્યારે પરખાયો, મોડો પરખાયો કે વહેલો, મોડો પરખાયો તો કેમ મોડો પરખાયો, અને વહેલો પરખાયો તો કેમ વહેલો પરખાયો, કયા ડૉક્ટરની દવા કરી વગેરે પ્રશ્નો પૂછતા જાય અને એ બિચારો એકની એક વાત મોઢે થઈ જાય તેટલી વાર કહેતો જાય. જો બીજે દિવસે તેને "તમારા બાપનું મરણ અને તેમની માંદગી" એ વિષય પર નિબંધ લખવાનો હોય તો એ સોમાંથી સો ગુણ મેળવે. કોઈ લપીયો સગામાં હોય તો હાથ જોડીને ઉઠાડવામા આવે તો જ ઊઠે. આમ મરનારને, તેની માંદગીને, તેના કષ્ટને સંખ્યાબંધ વાર યાદ કરવાથી અને અશ્રુ પાડવાથી હૃદયનો ભાર આંખ વાટે નીકળી જાય અને એવો સુંદર દીલાસો મળે કે બીજે દિવસે માણસ હલકે હૃદયે ઊઠે. પણ જો ઘાંટો બેસી ગયો હોય અને તબિયત ખરાબ હોય તો આવી વખતે મહાન આફત ઊભી થાય. મારાં દાદીમા ગુજરી ગયાં તે વખતે મને સખત સળેખમ થયું હતું અને ઘાંટો બેસી ગયો હતો. મારામાં ઉપલા દિલાસા વિધિમાંથી પસાર થવાની શકિત ન હતી તેથી મેં નીચે પ્રમાણે કાગળ લખી તેની ચાર કોપી ટાઈપ કરાવી તેની નીચે મારી સહી કરી રાખી' "તમે મને દિલાસો આપવા આવ્યા છો એ હું જાણું છું અને તમે મરનારના મરણ તથા માદગીની હકીકત મને પૂછવા માગો છો તે પણ હુ જાણું છું પણ હું લાચાર છુ કે હું તાર મળવાથી આજે જ સવારે આવ્યો છું એટલે માને શુ થયુ, કેટલા દિવસ માંદા રહ્યાં, કોની દવા કરી હતી, ક્યારે રોગ પરખાયો હતો વગેરે હકિકતની મને જાતમાહિતી નથી. તમે તો કોઈ કોઈ વખતે ખબર લેવા આવતા હશો એટલે તો ખરી રીતે તમે એ બધું જાણતા હશો. પણ તે છતાં તમારે જાણવું જ હોય તો ફુરસદની વખતે બાને આવીને પૂછી જજો. આજે તો મને સળેખમ થયું છે અને ઘાંટો બેસી ગયો છે. માટે મને હેરાન ન કરતા. તમારા જેવા પચ્ચીસ ગૃહસ્થોને આ બધું એકની એકવાર કહેવા જેટલી મારામાં શકિત નથી માટે આ લેખિત કેફીઅત રજૂ કરી છે તે વાચી લેવા મહેરબાની

કરશે. આ લેખિત કેફીઅત મેં રાજીખુશીથી અક્કલ હુશિયારીથી અને બીન કેફથી લખી આપી છે તે મને તથા મારા વંશ વારસોને કબૂલ મંજૂર છે.' આ કાગળ વાંચી રહેનો તેને હું તુરત હાથ જોડતો એટલે તે તરત વધુ પ્રશ્ન પૂછ્યા વિના ઊભો થઈ જતો. પણ આ દિલાસા પ્રકૃતિને હવે સાવ મોળી અને નિર્માલ્ય બનાવી દેવામાં આવી છે તેને પણ સુધારાનો પાસ લાગ્યો છે હમણાં તો એવી પદ્ધતિ દાખલ થઈ છે કે ખરખરે ગયેલો માણસ ગંભી મોઢું કરીને બેસી રહે છે અને હાથ જોડાય કે ઊભો થાય છે અથવા તો પાસેના ગામમા પડેલી ધાડ, ટેસ્ટ મેચનું પરિણામ, લડાઈની ચાલ, નાટક સીનેમા, લગનસરા વગેરે તદ્દન ખરખરાને પાત્ર તાલુક ન ધરાવતી હોય તેવું જ નહિ પણ ખરખરાની મનોદશાને તદ્દન અસબદ્ધ અને ગંભીર પ્રસંગ અણછાજતી વાતો કરવા માંડે છે.

આ સ્મશાનયાત્રા, માઈલોની મજલ, સ્મશાનનું સ્નાન, ઊકમણાની મહેનત, નકામાં નથી જતા. દુનિયામાં ભલું ભલાઈ શીખવે છે. બાપનું બારમું અને બૈરીનું સીમંત એ તો દેવું કરીને કરવામાં પણ શોભા છે. બલકે તેમાં જ મરદની મર્દાનગી છે એટલે તેરમાને દિવસે હાથમાં દૂધપાકનો ડ્રેપો લઈને મંઘુભાઈને દૂધપાક તમા..રે એ લલકારતા સાંભળીએ તો આપણને જરૂર લાગે કે એમના ખભાને અને પગને સ્મશાનયાત્રાથી ચઢેલો થાક ઊતરી ગયો છે